# આ પુસ્તક સંબંધી બે બોલ.



અમે ઇશ્વરનો ઉપકાર માનીએ છીએ કે ભજન ભંડારની આ છઠી આવૃત્તિ બહાર પાડવા તક મળી છે. આ પુસ્તકની ભાવિકજનો તરફથી બહુ માંગણી થાય છે ને તેનો ઘણો લાભ લેવાય છે, એ આનંદની વાત છે. આ પુસ્તકની અંદર જે જે ભજન, કિર્તન, પદ તથા ધોળ છપાયલા છે તે કેટલાક લોકોને મોઢેથી સાંભળીને લીધા છે, તથા ભકતોની મંડળીઓમાં ગવાતાં હોય તે ઉપરથી લીધેલાં છે, તેમજ કોઇક કોઇક ચોપડીઓમાંથી લીધેલાં છે, માટે તેમાં કાંઇ ભુલચુક હોય તે બનવા જોગ છે. પણ અમારા શુભ હેતુ તરફ જોઇને, એવી ભુલો માટે આ પુસ્તક વાંચનારા ક્ષમા કરશે, એમ આશા રાખું છું.

આ પુસ્તકમાં જે જે ભજનો આવેલાં છે તે બનાવનારાઓનો તથા અમને તે લખાવનારાઓનો માનપૂર્વક ઉપકાર માનું છું તથા આ પુસ્તક છપાવવામાં (સ્વ.)

રા. રા. વૈદ્ય **અમૃતલાલ સુંદરજી પઢીઆરે** અમને ઘણી કીંમતી સલાહ આપેલીછે, એ માટે તેમનો ઉપકાર માનું છું. આ ભજન ભંડારનું પુસ્તક કાંઇ નફો મેળવવા સારૂ છપાવ્યું નથી, અથવા કોઇને કાંઇ ગેરલાભ થાય એવા હેતુથી છપાવ્યું નથી, પણ પ્રભુ પ્રીત્યર્થે હરીજનોની સેવા કરવા સારૂ છપાવ્યુંછે. બીજો કાંઇ તેમાં હેતુ નથી. માટે જે જે પુસ્તકોમાંનાં ભજનો લેવાયલાં હોય, ને તેમાં તેમના છપાવનારને કંઇ હરકત હોય તો તે લખી જણાવશે તો તે પ્રમાણે યોગ્ય ફેરફાર કરવામાં આવશે ને દિન પ્રતિ દિન સુધારો કરવાની તક મળે તથા નવી નવી આવૃત્તિ કરવાની તક મળે, એમ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું.

ઠે૦—મુંબઇ,<br>બહારકોટ,<br>ભુલેશ્વર,<br>ડોકામરડી.

લી૦ શા૦ **કરસનદાસ ભાણજીભાઇ.**



# તુવેરનીદાળ.



મુંબઇના સુજ્ઞ ગ્રહસ્થોને ખબર આપવામાં આવેછે કે

હમારે ત્યાં હિંદુસ્તાનમાં વખણાયલી રાંદેર તથા

સુરતની તુવેરની દાળ મોટા જથ્થામાં રહેછે,

તો જે ભાઇઓને જોઇતી હશે તેઓને

બજારભાવથી જથ્થાબંધ તેમજ

છુટક રોકડેથી આપવામાં

આવશે. એક વખત

ખરીદ કરી ખાત્રી

કરશો.

**શા૦ કરસનદાસ ભાણજીભાઇ,**

કમીશન એજન્ટ.

ઠે૦:-દાણા બંદર ૩ જી ગલી તથા

ભાતબજાર, ફુવારાપાસે-**મુંબઈ**, પો૦ નં૦ ૩.

ॐ

परमात्मने नमः



## સાખી.

બિંદ્રાબન સમ બન નહિં, નંદ ગામ સમ ગામ;
બંસી બટ સમ બટ નહિં, કૃષ્ણ નામ સમ નામ.

# શ્રી ભજન ભંડાર.

## શ્રી મંગળાચરણ.

૧ રાગ—નંદકે લાલા હો મતવાલા.

વિઘ્ન હરન ગવરીકે નંદન, સમરૂં સદા સુખકારી–ટેક.
જીસી સુમરનસે પાપ કટત હે, નિરમલ હો મતિ મોરી–વિ૦
અવગુન બહોત ગુન નહિં એકે, માફ કરો ચુક મોરી–વિઘ્ન૦
નિરમલદાસ સંતનકો સેવક, બિનતી કરૂં મેં તોરી–વિ૦

૨ રાગ—કલ્યાણ.

શ્રી ગણપતિ ગણ મહારાજા, તુમ રખલો મોરી લાજા,
પ્રભુ તુમ રખલો મોરી લાજા–ટેક.
સર્વે દેવનમાં હો તુમ દેવા, પ્રથમ પેહેલી તુમારી સેવા;
ફળદાયક ફળ હો તુમ દેવા, ઐસેહો મહારાજા–તુમ૦
મોર મુકુટ મકરાકૃત કુંડળ, એકદંત અતિ શોભીત ઉજવળ;
લંબી સુંઢ દુંદાળો અતિ બળ, ઐસેહો મહારાજા–તુમ૦
વિઘ્ન હરન ગવરીકે નંદન, તારણ તરણ અસુર નીકંદન;
ભાલ તીલક ઓર કેશરી ચંદન, ઐસે ગરીબ નીવાજા–તુમ૦
રૂગનાથસીંગજી ગુણકું ગાવે, લઇ ચંગસે તાર મીલાવે;
ફત્તેસીંગ ભજનમેં ગાવે, ઐસેહો પ્રતીપાલા–તુમ૦

### ૩ રાગ—કલ્યાણ.

બેડા લગાદે પાર ગજાનંદ દુંદાળા,
દુંદાળા મોટી સુંઢાળા ( ૨ )
મેરા બેડા લગાદે પાર, ગજાનંદ દુંદાળા—ટેક.
પેહેલા કરમાં, જલરે કમંડળ,
બીજે મોદીક હાથ, ગજાનંદ દુંદાળા—મેરા.
ત્રીજા એ કરમાં, ફરશીરે શોભે;
ચોથે ઝાલી જપ માળ, ગજાનંદ દુંદાળા—મેરા.
માતાએ કહીએ જેની, આદભવાની;
પીતાએ શંકર દેવા, ગજાનંદ દુંદાળા—મેરા.
બેઉ કર જોડી, અરજ કરૂં છું;
પ્રણમું વારંવાર, ગજાનંદ દુંદાળા—મેરા.

### ૪ ભજન.

ગજાનંદ સમરીએરે, દાતા નમું ગરૂવા ગણપતિ;
સુંઢાળાને સમરીએરે, દાતા નમું ગરૂવા ગણપતિ—ટેક.
ગણપતિ નાથ પકડોને હાથ, પરસન હોય પારવતિ;
દેવી દેવતા કરે સેવના (૨) કરસન કમળાપતિ—સુંઢાળાને.
પુંજા ને પાત્રી ચડે રંગરતી, ધુપ ધ્યાન આરતિ;
ચાર ભુજા તારે ભલે બીરાજે (૨) રીદ્ધ સીદ્ધ દોનું સતિ—સું.

દેખીને હરે પ્રણામ સહુ કરે, દાતા મહા વિકરાળ મુરતિ;
એક એક દંતો દયાજવંતો (૨) બહોત કરૂં વિનંતિ—સુંઢાળાને.
સિંહલદ્વીપમાં તારી સ્થાપના, લાંબી સુંઢ ઝુલતી;
દસ નામ ચરણે ભણે રૂખડીયો (૨) આદી અનાદી અતી—સું.

૫ રાગ—પામ્યો પામ્યો પદમણી.

ભૂલી ભૂલી મૂર્ખ તું ઇશને, જતી વૃથા કરે જીંદગાની;
હાંરે જતી વૃથા કરે જીંદગાની—ટેક.
પુણ્ય પ્રભાવે દેહને પામી, પ્રારબ્ધ યોગે સમૃદ્ધી જામી;
નથી નથી અંતમાં એ કરે, તુજસાથે કદી આવવાની—ભૂલી૦
ઉદય તેનો અસ્ત લે માની, જાણી લે અંતે થાવું છે વાની;
ચેતી ચેતી મૂર્ખકર યત્નરે, જેથી થાએ સફળ જીંદગાની—ભૂ૦

૬ રાગ—લલીત છંદ.

સકળ વિશ્વના નાથ શ્રીહરિ, મલીન વાસના ટાળ માહરી;
અધિક બુદ્ધિ તું શુદ્ધ આપજે, પ્રભુ કૃપા કરી કષ્ટ કાપજે.
નવ કદી કરી ભક્તિ ભાવથી, નવ કથા સુણી નીજ કાનથી;
ભજન ના કર્યું તેમ તાહરૂં, હરિ ભલું થશે કેમ માહરૂં.
બહુ બહુ કુડાં કર્મ મેં કીધાં, ધન ધુતી કરી પારકાં લીધાં;
ગરીબ રંકને દુઃખ આપીઆં, તરૂ સુધર્મના તેહ કાપીયાં.
અધિક લોભની લાલચે ફસી, ફિકર ના ધરી ચિત્તમાં કશી;
કથન કંઇ કુડાં મેં મુખે કર્યાં, વચન નીતિનાં સર્વે વીસર્યાં.

કર વડે કદી ધર્મ ના કર્યો, પણ અધર્મના કોથળા ભર્યા;
જગતનાથ હું ના ડર્યો જરી, લુણ હરામી મેં તુજસું કરી.
ચરણથી કદી ચાલી ના ગયો, પ્રભુ સુપંથમાં દુર તો રહ્યો;
ચરણ પાપનો પંથતો ધર્યો, દિલ વિષે નહિ તે થકી ડર્યો.
છળ પ્રપંચ ને ધુર્ત કામમાં, નવ મુકી કદી ઓછ હામમાં;
અધમ જાતનો પ્રાણી હું ખરો, પ્રભુ તુંથી રહ્યો સર્વદા પરો.
કર ગમે તને જે હરિ હવે, અહીં બળું છું હું શોકને દવે;
દુઃખથી છુટકો નાથજી કરો, અરજ દાસની દિલમાં ધરો.

૭ રાગ—ડર મા તું દીલ સાથ.

મન રાખ સદા તુજ હાથ, હરિ, મન રાખ સદા તુજ હાથ;
નવ કરવા દે ઉતપાત્ત, હરિ, મન રાખ સદા તુજ હાથ.
કુટેવ વાળું, મન છે ભમરાળું (૨)
વાસનાઓ પોતામાંહે વસાવે, એમાંથી ઇચ્છા અનેક જણાવે,
વિષયો દેખાય કે તેમાં ફસાવે, કર્મો કરાવે ને કાળ ગુમાવે,
છઉં પરવશ એને તાત, હરિ, મન રાખ સદા તુજ હાથ.
હું નવ ચાહું, છતાં દુઃખી થાઉં (૨)
તે કરનાર ખરેખર તો તું, મનનો માલીક તનેજ ગોતું,
આણી દયા હવે મુજભણી જોતું, સેવકના હિતમાં ચિત્ત પ્રોતું;
થઇ શરણે લાગું પાય, હરિ, મન રાખ સદા તુજ હાથ.

૮ રાગ—થયા છોરે પતિ.

પ્રભુ છોરે સુખકારક સૌના, અગણિત બહુનામી;
અગણિત બહુનામી, દયાળુ અગણિત બહુનામી—પ્રભુ૦
પ્રેમ કટાક્ષે ભક્ત નિહાળી, દુર કરો પરિતાપ;
ગુણ ગીતે, ભજી પ્રીતે, શુભ રીતે, એક ચિત્તે,
આ સ્તવન કરે છે મંડળ સર્વે, ઉર ધરજો સ્વામી—પ્રભુ૦
પાલક બાલક સહુ નીજ જનનાં, ટાળક ભયથી આપ;
દુઃખ હરજો, સુખ કરજો, દીલ ધરજો, ન વિસરજો,
આ ભક્ત મંડળને ભક્તિ દેજો, હરિ અંતરજામી—પ્રભુ૦

૯ રાગ—ધોળ.

આજ સખી હું તો આનંદ પામી (૨)
પ્રગટયા શ્રી અંતર જામીરે—ચાલો જોવાને જઇએ.
ચીરના ચંદરવા ને હીરની છે દોરી (૨)
એ સુખ માણે રાધા ગોરીરે—ચાલો જોવાને જઇએ.
સોનાનું પારણું ને રેશમની દોરી (૨)
ઝુલાવે જશોદા ગોરીરે—ચાલો જોવાને જઇએ.
ફુલની છે જાળી ને ફુલની છે વાડી (૨)
ફુલી ફરે વ્રજનારી રે—ચાલો જોવાને જઇએ.
કેડે કંદોરો ને દુગદુગી દોરો (૨)
કડાં શોભે હરિને હાથેરે—ચાલો જોવાને જઇએ.

અબીલ ગુલાલ ઉડાડે છે ગોપી (૨)
કંઠડામાં ફુલ માળારોપી રે—ચાલો જોવાને જઇએ.

મોર મુગટ શીર છત્ર બીરાજે (૨)
હરિ મુખે મોરલી બજાવેરે—ચાલો જોવાને જઇએ.

નરસિંહ મહેતાનોરે સ્વામી શામળીઓ (૨)
ગોકુળમાં છેલ છબીલોરે—ચાલો જોવાને જઇએ.

૧૦ રાગ—ધોળ.

આજે આનંદ નંદજીને ઘેરરે, વ્રજમાં થાય છે લીલા લહેરરે,
ગોપી અતીરે ઉલટભર્યા આવેરે, થાળ મોતીના ભરીભરી લાવેરે;
મારા વહાલાને વિવેકે વધાવેરે, વહાલો ત્રિભોવનનાથ કહેવાયેરે.

એવાં હેત ગોપીપર કીધાંરે, દધી માંખણ ચોરીને પીધાંરે;
વહાલા મથુરામાં શું મીઠું રે, એવું કુબજામાં શું દીઠું રે.

વા'લો કુબ્જાની સંગે મોહ્યારે, વા'લો ગોપીઓની સાથે સોહ્યારે;
ગોકુળ આવોને વ્રજના વહાલારે, તમે નંદ જશોદાના લાલારે.

ગોકુળ આવોને વ્રજના વાસીરે, હું તો તમ માટે છઉં પ્યાસીરે;
ગોકુળ આવોને ગિરિવર ધારીરે, તમારી વાટ જુવે વ્રજનારીરે.

વહાલા જમુનાજીને ઘાટેરે, તમે વસ્ત્ર હર્યાં શા માટેરે;
વહાલે ગિરિગોવર્ધન તોળ્યોરે, એવો મદ ઇંદ્રનો ઉતાર્યોરે.

વહાલા વૃંદાવનની વાટેરે, તમે મહી લુંટયાં શા માટેરે;
વહાલા જમુનાજીને તીરેરે, વહાલે મોરલી વગાડી ધીરે ધીરેરે.
ધન્ય ધન્ય જમુનાજીનો આરોરે, મારો સફળ થયો જન્મારોરે;
ધન્ય ધન્ય જમુનાની રેતીરે, હું તો નિત્ય ચરણામૃત લેતીરે.
વહાલો વૃંદાવન રમીયા રાસરે,વહાલે પુરી સર્વે ગોપીની આશરે;
બલીહારી જાય માધવદાસરે, માગે ચરણ કમળની આશરે.

૧૧ રાગ ધોળ.

આજે આનંદ મારા રે અંગમાં,
રસ વાધ્યો રૂડા સતસંગમાં;
પધાર્યારે (૨) શ્રીબાળકૃષ્ણલાલ-નજરૂં ભરી ભરી નીરખીએ.
ધન્ય ધન્ય શ્રી વસુદેવ તાતને,
ધન્ય ધન્ય શ્રી દેવકીજી માતને;
જેણે જાયારે ( ૨ ) શ્રી જુગના આધાર—નજરૂં૦
ધન્ય ધન્ય શ્રી વૃંદારે વનને,
ધન્ય ધન્ય કદમ કેરી છાંયને;
મારે વહાલે રે ( ૨ ) કીધો વેણુનો નાદ—નજરૂં૦
ધન્ય ધન્ય શ્રી ગોકુળ ગામને,
ધન્ય ધન્ય ગોકુળીયાની ગલીઓને;
મારો વહાલો રે ( ૨ ) લેછે મહી કેરાં દાણ—નજરૂં૦

ધન્ય ધન્ય શ્રી જમુનાનાં જળને,
ધન્ય ધન્ય શ્રી લહેર તરંગને;
ધન્ય ધન્ય રે (૨) શ્રી ઠકરાણી ઘાટ—નજરૂં૦
ધન્ય ધન્ય શ્રી ગોપીરે જનને,
ધન્ય ધન્ય શ્રી વૈષ્ણવ જનને;
બલીહારીરે (૨) જાય માધવદાસ—નજરૂં૦

૧૨ રાગ—ધોળ—હીંચમાં

આવ્યા શ્રી ગોકુળ તારવા, છબીલો લાલ,
આવ્યા શ્રી ગોકુળ તારવા—ટેક.
વસુદેવ દેવકીને ઘેર જન્મ ધર્યો છે;
નંદજીની ગૌધેન ચારવા—છબીલો૦
માશી પુતનાના વહાલે પ્રાણજ લીધા;
મામા તે કંસને મારવા—છબીલો૦
ટચલી આંગળીએ વહાલે ગોવર્ધન તોળ્યો;
ઈંદ્રના માન ઉતારવા—છબીલો૦
વૃંદા તે વનની કુંજ ગલનમાં;
ગોપીઓને રાસ રમાડવા—છબીલો૦
વલ્લભના સ્વામી પ્રભુ રસીક શિરોમણિ;
ભુમીનો ભાર ઉતારવા—છબીલો૦

૧૩ રાગ—ગરબી.

એ વહાલે મોરલી વગાડી કાંઈ તાનમાંરે,
મારાં મનતો હર્યાં છે એની સાનમાં રે—વહાલે૦
ખાતાં પીતાં અમે તો ઉભાં થીયાં રે;
ચરૂ કરવાની શુદ્ધ તો ભુલી ગયાં રે—વહાલે૦
એવી ચટપટિ લાગી મારા મનમાં રે;
રાધા રમવા જાએ વ્રંદાવનમાં રે—વહાલે૦
એવી આતુરતા પ્રગટી મારા અંગમાં રે;
રાધા રમવા જાએ હરિના સંગમાં રે—વહાલે૦
ફરે ફુદડી ને તાળી લે હીચમાં રે;
મારો વહાલો રમે છે પેલી ધીચમાં રે—વહાલે૦
આવો આવો શું જાઓછો રીસમાં રે;
પુરાં પોંહોચ્યાં નથી પચવીસમાં રે—વહાલે૦
બ્રહ્મા ઈંદ્ર જોવાને આવિઆ રે;
સાથે નારદ મુનિને લાવીઆ રે—વહાલે૦
ગુરૂ ગાય રે ગેમલ જોડે ભેટીઆ રે;
મુંને વળગાડો ભક્તિ તણા થીયા રે—વહાલે૦

૧૪ રાગ—ધોળ.

મારા વહાલાના વનમાંય, વાગે રૂડી વાંસલડી;
હું તો ઘેલી ફરૂં ઘરમાંય, કોણે દીધી સાંકલડી. (ટેક.)

કુંભ વિના જળ ભરવા ચાલી, શીરપર મેલી ઉંઢાણીરે;
ગરણું લઇ જળ ગળવા બેઠી ( ૨ )
કુંભની શુદ્ધ બુદ્ધ ભુલીરે—વાગે રૂડી વાંસલડી—મારા૦

દોણીયા વિના ગૌ દોવા બેઠી, સાડી ભીંજાણી નવ જાણીરે;
વાછરૂં વાળતાં ગોપીઓએ ( ૨ )
બાળક બાંધ્યા તાણીરે—વાગે રૂડી વાંસલડી—મારા૦

ઘીરે તાવીને છાશમાં રેડયાં, દુધમાં રેડયાં પાણીરે;
નેતરૂ લઇ નાવલીઓ બાંધ્યો ( ૨ )
ઘરનો ધણી નવ જાણ્યોરે—વાગે રૂડી વાંસલડી—મારા૦

પાત્ર વિનાનાં ભોજન પીરસ્યાં, મોદીક મરચાં ભેળીરે;
સાકર વડીનાં શાક વઘાર્યાં ( ૨ )
સેવમાં સુંઠજ ભેળીરે—વાગે રૂડી વાંસલડી—મારા૦

સાસુ કહે વહુને વૈંતર વળગ્યું, અવચરીયા ઉતરાવોરે;
દિયર કહે ભોજાઇને બાંધો ( ૨ )
સાન કરી સમજાવોરે—વાગે રૂડી વાંસલડી—મારા૦

તન મન ધન મારા પ્રાણ હરિને, મારો વહાલો મથુરા જાયરે;
સમ કૃષ્ણ પ્રભુ એ રસ પીતાં ( ૨ )
વા'રે તેને સમજાવું રે—વાગે રૂડી વાંસલડી—મારા૦

૧૫ રાસ મંડળનો ગરબો-હીચમાં.

( સાખી )

આવો હરિજન ભાવથી, ગાઇએ ગુણ જુગદીશ;
ભક્તિ કરીએ ભાવથી, કૃપા કરો હે ઇશ.
ધન્ય ધન્ય વ્રજની ભોમીકા, ધન્ય ધન્ય વ્રજની નાર,
શ્યામ સંગે ક્રીડા કરે, જે શું લીલા વર્ણવું અપાર;
રે સુંદર વેણ વાગે, વેણ વાગે.

( હીચ )

સખી શરદ પુનમની રાત રે—સુંદર વેણ વાગે, ( ૨ )
મારો વહાલોજી રમીઆ રાસ રે—સુંદર વેણ વાગે, ( ૨ )
એના ઘુઘરીઆળા કેશ રે—સુંદર વેણ વાગે, ( ૨ )
મારો વહાલોજી નટવર વેષ રે—સુંદર વેણ વાગે, ( ૨ )
ગોપી અતિ ઉતાવળાં આવે રે—સુંદર વેણ વાગે, ( ૨ )
આવી ચરણે શીશ નમાવે રે—સુંદર વેણ વાગે, ( ૨ )
શ્રીવલ્લભ પ્રભુજીની પ્રીતે રે—સુંદર વેણ વાગે, ( ૨ )
રાસ રમવો છે રૂડી રીતે રે—સુંદર વેણ વાગે, ( ૨ )

( સાખી )

કેમ આવ્યાં તમે કામની, એમ બોલ્યા નંદકીશોર;
અર્ધ નીશાયે વનમાં, હાંરે જેની વેળાએ ચાલે ચોર.
રે કામની, કેમ આવ્યાં, કેમ આવ્યાં.

( ઢીચ ) ·

આ વનમાં તે શું છે કામરે, કામની કેમ આવ્યાં, ( ૨ )
એમ બોલ્યા તે સુંદર શ્યામરે, કામની કેમ આવ્યાં, ( ૨ )
જાઓ જાઓને ગોપીઓ ઘરેરે, કામની કેમ આવ્યાં, ( ૨ )
વેગે જાઓને વેળા વટેછે રે, કામની કેમ આવ્યાં, ( ૨ )
તમને લોકોમાં લાંછન લાગેરે, કામની કેમ આવ્યાં, ( ૨ )
તમારો પતિવ્રતાનો ધર્મ ભાંગેરે, કામની કેમ આવ્યાં, ( ૨ )
શ્રીવલ્લભ પ્રભુજી એમ કહેછે રે, કામની કેમ આવ્યાં, ( ૨ )
સુખ સ્નેહની ધારા વહેછે રે, કામની કેમ આવ્યાં ( ૨ )

( સાખી )

તમે ભુવન તજાવીઆં, તમે તજાવ્યો સંસાર;
તમે આ વનમાં તેડાવીઆં, વહાલા તમે કરોછો તીરસ્કાર.
રે નંદજીના નંદલાલા, નંદલાલા.

( ઢીચ )

તમારી ચાલ જોઇ હું ચમકીરે, નંદજીના નંદલાલા, ( ૨ )
મુંને વહાલું નથી તમ થકીરે, નંદજીના નંદલાલા, ( ૨ )
મેંતો મેલીછે લોકની લાજરે, નંદજીના નંદલાલા, ( ૨ )
મારા વહાલા તમારે કાજરે, નંદજીના નંદલાલા, ( ૨ )
મારા વહાલા દીસોછો સુજાણરે, નંદજીના નંદલાલા, ( ૨ )
આપો આનંદ રસનાં દાણરે, નંદજીના નંદલાલા, ( ૨ )

શ્રીવલ્લભ પ્રભુજી બલીહારીરે, નંદજીના નંદલાલા, ( ૨ )
જાઉં ચરણ કમલ-પરવારીરે, નંદજીના નંદલાલા, ( ૨ )

( સાખી )

વચન સુણી વ્રજનારનાં, ને થેઇ થેઇ રમીઆ રાસ;
રૂમઝુમ વાગે ઘુઘરી, વ્રજ સુંદરીની પુરી વહાલે આશ;
રે ગિરિવર ગીરધારી, ગીરધારી.

( હીચ )

ફરતાં ગોપીઓને વચે વનમાળી રે, ગિરિવર ગીરધારી, (૨)
ગોપી હાથો હાથ લેછે તાળી રે, ગિરિવર ગીરધારી, (૨)
તીયાં જોવાને દેવતાઓ આવ્યા રે, ગિરિવર ગીરધારી, (૨)
લઇ પુષ્પે પ્રભુને વધાવ્યા રે, ગિરિવર ગીરધારી, (૨)
રહ્યો શરદનો ચંદ્રમા સ્થિર રે, ગિરિવર ગીરધારી, (૨)
ત્યાં જમનાજી વહે છે ગંભીર રે, ગિરિવર ગીરધારી, (૨)
મુખે તાથૈ તાથૈ તા બોલે રે, ગિરિવર ગીરધારી, (૨)
વ્રજ વનિતાની વચ્ચે વહાલો ડોલે રે, ગિરિવર ગીરધારી, (૨)
કોઇ સખીનાં અધર રસ લુંટે રે, ગિરિવર ગીરધારી, (૨)
વ્રજ વનિતાના અમૃત રસ છુટે રે, ગિરિવર ગીરધારી, (૨)
શ્રી વલ્લભ પ્રભુજીને જોઇ રે, ગિરિવર ગીરધારી, (૨)
મારૂં મનડું રહ્યું છે મોહિ રે, ગિરિવર ગીરધારી, (૨)

રાસ મંડળ થયો છે પુરો રે, ગિરિવર ગીરધારી, (૨)
એમાં જરા નથી અધુરો રે, ગિરિવર ગીરધારી, (૨)
શ્રી વલ્લભ પ્રભુજીની પ્રીતે રે, ગિરિવર ગીરધારી, (૨)
રાસ રમ્યા છે રૂડી રીતે રે, ગિરિવર ગીરધારી, (૨)

૧૬ રાગ–ધોળ–હીચમાં.

નેણાં ઠર્યાં છે તમ જોઇને, છબીલા લાલ;
નેણાં ઠર્યાં છે તમ જોઇને–(ટેક)
જે દિનના મોહન તમે ગયા છો;
તે દિન વિત્યા મુજ રોઇને–છબીલા લાલ૦
લોક લજ્જા મરજાદા તજીને;
રહી છું મોહનજીને મોહીને–છબીલા લાલ૦
તમ વિના હું તો ત્રણે ભુવનમાં;
એમાં ન દીઠા મેં કોઇને–છબીલા લાલ૦
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ;
રહીછું ચરણ ચિત્ત પ્રોઈને–છબીલા લાલ૦

૧૭ ભજન.

બલીહારી રસીયા, ગીરધારી, સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી (ટેક.)

વાંસલડી વાગી એવા, ભણકારા વાગે છે;
વ્રજ વાટ લાગે હવે ખારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦
જમુનાનો કાંઠો વહાલા, ખાવાને દોડે છે;
અકળામણ દેછે હવે ભારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦
વૃંદાવન કેરી શોભા, તમ વીણ અમને તો;
નજરે દીઠી નવ લાગે સારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦
ગોવર્ધન તોળ્યો વહાલા, ટચલી આંગળીએરે;
અમ પર ઢોળ્યો ગીરધારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦
બાઇ મીરાં કહેછે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા;
સહાય કરી લેજો શુદ્ધ મારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦

૧૮ રાગ—બલીહારી રસીયા.

નિત નિત આવીને નઠારો, જસોદાજી હો તમારો,
કાનુડો કાળો બહુ કવરાવેજી—ટેક.
ચોરીને ચાળે અમારા, બાળને ચડાવ્યાજી;
વ્રજમાં વખણાતો વઢકારો—જસોદાજી હો.

ઘરે ઘરે ગોકુળીઆમાં, માંકડાની સંગેજી;
ધંધ મચાવે છે ધુતારો—જસોદાજી હો.
ધવરાવે વાછરૂંને, છુટા મુકી અણવખતે;
આવી ધેનુ ભડકાવે અણધાર્યો—જસોદાજી હો.
ઢોળી મહીમાટ ગોળી, સીંકાને ફોડી તોડી;
ગોવિંદ ગોરસનો કરે ગારો—જસોદાજી હો.
ખવરાવે માંકડાને, ખટકે છે અંતર માંહે;
શ્યામ શામના ખાયે પોતે પ્યારો—જસોદાજી હો.

૧૯ રાગ—બલીહારી રસીયા.

પાવલીયા ધોયા વિણ સુખદાઇ, કૃપાળુ હો રઘુરાઇ,
તમને નહિં ગંગા પાર ઉતારૂંજી—ટેક.
સંસારે કહેછે સરવે, મનુષ્ય બનાવવાની;
તવપદ પંકજરજ ઔષધી ગણાઇ—કૃપાળુ.
શલ્યાની પણ થઇ સુંદરી, ત્યાં કાષ્ટનું કહેવું શું;
નાવ માહરૂં નિત્ય રહ્યું જળ ખાઇ—કૃપાળુ.
ધંધો એ સઘળો ધીરા, મારો પડી ભાંગેજી;
નાવ મુજ જો મુનિ પત્નિ થઇ જાઇ—કૃપાળુ.
પ્યારા આ નાવથી, પાળું છું પરિવારનેજી;
નથી જાણતો બીજું કાંઇ કમાઇ—કૃપાળુ.

જલદી જાવું હોય તો, આજ્ઞા ઝટ દીજીએજી;
નથી જોઇતી નાથ મારે ઉતરાઇ—કૃપાળુ.
મહારાજા દશરથના એ, રામ આપ ચરણના શાણા;
શામ કહું છું સાચું સમખાઇ—કૃપાળુ.

૨૦ રાગ—હીચમાં.

ગોકુળ વેહેલા પધારજોરે—ટેક.
મથુરા જાઓ તો, મારા સમ હો લાલ—ગોકુળ વહેલા૦
રથ જોડીને અકરૂર આવીયાંરે (૨)
એતો મુંને દુઃખડાંના દેનાર હો લાલ—ગોકુળ વહેલા૦
આ જાય આ જાય રથ, મારા નાથનોરે (૨)
માંહે બેઠા હળધર વીર હો લાલ—ગોકુળ વહેલા૦
આગળ રાધાજી ઉભાં રહ્યાંરે (૨)
મારા રૂદીઆ પર રથ ખેડ હો લાલ—ગોકુળ વહેલા૦
મેહેતા નરસિંહનો સ્વામી શામળોરે (૨)
વહાલે મારે રમાડયા છે રાસ હો લાલ—ગોકુળ વહેલા૦

૨૧ હીચ.

મન માયામાં જાય, ભક્તિ કરૂં કેમ શ્રીહરી;
જીવ મારો મુંઝાય, ભક્તિ કરૂં કેમ શ્રીહરી—ટેક.
ઉઠું પ્રાતઃકાળ, સાથે રડતાં ઉઠે બાળ;
એ તો મોટી જંજાળ, ભક્તિ કરૂં કેમ શ્રીહરી—મન૦

તેને સમજાવું ઝટ, તેની કરૂં ખટપટ;
તેને છાના રાખું ચટ, ભક્તિ કરૂં કેમ શ્રીહરી—મન૦
ત્યાં તો દીન ચડી જાય, પાઠ પુંજા ન થાય;
જીવ ધંધામાં જાય, ભક્તિ કરૂં કેમ શ્રીહરી—મન૦
નારી બોલે વચન, ઘરમાં થોડું છે અન્ન;
કાલ કયાંથી ભોજન, ભક્તિ કરૂં કેમ શ્રીહરી—મન૦
કંઇક લાવોને શાક, આમ કેમ થયા રાંક;
એમાં મારો શો વાંક, ભક્તિ કરૂં કેમ શ્રીહરી—મન૦
નારી બોલે છે એમ, મારે પહેરવા જોઇએ હેમ;
મારે કરવું તે કેમ, ભક્તિ કરૂં કેમ શ્રીહરી—મન૦
બધો જુઠો જંજાળ, નારી જોઇ ચડેછે કાળ;
બળે અગ્નિની ઝાળ, ભક્તિ કરૂં કેમ શ્રીહરી—મન૦
કહે વીઠલ માહારાજ, પ્રભુ રાખો તમે લાજ;
કરો સેવકનાં કાજ, ભક્તિ કરૂં કેમ શ્રીહરી—મન૦

૨૨ રાગ--ધોળ હીચ.

મુંને મારગમાં મળીયા મહારાજ, તે દહાડાની લેહ લાગી—ટેક.
સૈયર સાહેલી સંગ ભરવા ગયાતાં, ભરવા ગયાતાં નીર;
શું રે કીધું શામળીયે વહાલે, તેદી મળ્યા મુંને જમુના તીર—તે.
રૂપ સ્વરૂપે અંતરજામી, સકળ કળા પ્રતિપાળ;
વહાલા લાગો હોવર વિઠલ, નંદકુંવર નાનડીયા બાળ—તે.

જોયા વિનાનો જીવ હમારો, આકુળ વ્યાકુળ થાય;
જમણ ન ભાવે હો જગજીવન, ભોજન રહ્યુંછે મારૂં ભાણા માંય-તે.
અવર બોલે અણગમતી કીધી, ગમ્યું તમારૂં ગામ;
નંદ કહે ભાવે કરી ભેટો, ભવદુઃખ ભંજન દિનદયાળ—તે.

૨૩ રાગ—હીચમાં.

રામબાણ વાગ્યાં હોય તે જાણે,
ઓલ્યા મુરખ મનમાં શું આણે—ટેક.
ધ્રુવને વાગ્યાં પ્રહલાદને વાગ્યાં, એ તો ઠરીને બેઠાં ઠેકાણે;
ગર્ભવાસમાં શૂકદેવને વાગ્યાં, એ તો વેદ વચન પ્રમાણે—રામ.
મોરધ્વજ રાજાનું મન હરી લેવા, હરિ આવ્યા જે ટાણે;
લઇ કરવત મસ્તકપર મેલ્યું, ને પત્ની પુત્ર બેઉ તાણે-રામ.
મીરાંબાઇ પર ક્રોધ કરીને, રાણોજી ખડ્ગજ તાણે;
વેખના પ્યાલા ગીરધરલાલે, આરોગ્યા અમૃત ઠેકાણે—રામ.
નરસિંહ મેહેતાની હુંડી શીકારી, વહાલે ખેપ ભરી ખરે ટાણે;
બાગળ સંત અનેક ઓદ્ધાર્યા, એવું ધનો ભગત ઉર આણે-રામ.

૨૪ રાગ—હીચમાં.

કેહેવું શું હવે તમને કાના, નંદ કુંવર નથી નાહાનારે—ટેક.
પ્રથમ હમસું પ્રિત કરીને, હરિ ગયાછો મનડું હરીને;
વહાલો બેઠો કુબજા વરીને, ફેરો ન આવ્યા ફરીનેરે—કેહેવું.

જો જાણ્યા હોત તમને આવા, જીવન દેત કદી નહિં જાવ
ખોટા ખોટા સોગન ખાવા, તમને ઘટે નહીં માવારે–કેહેવું

દુઃખડાં દીઓછો મહિ ના દાણી, હાંસી ને વળી થઇ છે હાણ.
અલબેલી રાધા અકળાણી, તજી દીધાં અન્ન પાણીરે–કેહેવું

પીંગલ કહે હવે નાથ પધારો, સેવા બાળપણની સંભારો
ત્રીકમ ભવસાગરથી તારો, બેડો પાર ઉતારોરે–કેહેવું.

૨૫ રાગ–કેહેવું શું હવે તમને કાના.

ગોકુળની ગલીયુંમાં ધુમે,
ઘેલો થયો ગિરધારીરે—ટેક.

બોલ્યા વિનાનો બાઝી પડેછે, નથી લજાતો ઉલટો લડેછે;
રંજાડે ને વળી રડેછે, મટુકી ફોડેછે મોરારીરે—ગોકુળની

તોફાનીનો બહુ અજબ તમાશો, જોવાને ઘરબાર ન જાશો
કમળાક્ષી ! કાલા કેવાશો, આળુ કરે અણધારીરે—ગો

ફજેતો કરતાં હરી ફાવે, જશોદાનું જોર જણાવે;
બહુ બોલો કીધો નંદબાવે, ત્રીકમ છે તકરારીરે-ગોકુળની

પ્યારે રામ મળ્યા પ્રભુ પોતે, ગોરસ ચોર ગોવાલણ ગોતે
છેલ છબીલો છે છલીયો તે, કેશવ કુંજ વીહારીરે–ગોકુળની

૨૬ રાગ—કહેવું શું હવે તમને કાના.

ધૂત વિદ્યા ધરથી નવ જાણી, પ્રિતું કરી પસ્તાણારે—ટેક.
મીઠું બોલી મોહ્યા માવે, નંદ કુંવર મથુરાથી નાવે;
ઓધવ અમથા લોક હસાવે, ગોપીનાથ ગવાણારે—ધૂત.
સંદેશો મૂક્યો શિરતાજે, સાંભળવાથી દીલડું દાઝે;
લાજે નહિં ને ઉલટા ગાજે, કુબજા કંથ કેવાણારે—ધૂત.
નવો નથી નટવરથી નેડો, આંહી પધારો અથવા તેડો;
મન તલખે કરવા મુખ મેડો, વાલપમાં વેચાણારે—ધૂત.
પ્યારે રામ પ્રભુ પ્રિતું પાળો, ભૂધર દીન તણા દુઃખ ટાળો;
ગોકુળમાં આવી દિન ગાળો, નહિં બેસે કાંઈ નાણારે—ધૂત.

૨૭ રાગ—કહેવું શું હવે તમને કાના.

ઓધવ અમથી નથી સમજાતું, રસીઓ કેમ રીસાણારે-ટેક.
જી જી કરતાં પગલે પડતાં, જીવન તોએ મેલ્યા રડવડતાં;
રાતાં નેત્ર થયાં છે રડતાં, વાલો ? ક્યાં ? વિરમાણારે—ઓધવ.
મોહનની મરજી સાચવતાં, હાજી હાજી હેતે કરતાં;
પ્રેમાતુર થઇ પાછળ ફરતાં, લટકામાં લોભાણારે—ઓધવ૦
વાંક વિનાની કેમ વિસારી, માયા ઉતારી મેલી મોરારી;
હવે હું હરીવરથી હારી, કપટી આજ કળાણારે—ઓધવ૦
મન ધાર્યું શું ? મનમાં રે'શે, લાડીલો ક્યારે શુદ્ધ લેશે;
વિલપું પ્યારે રામ વિશેષે, પ્રિતુંમાં પ્રોવાણારે—ઓધવ૦

૨૮ રાગ કહેવું શું હવે તમને કાના.

કર જોડીને ઓધવ કે'જો, દરશન અમને દેજોરે—ટેક.
આઠ દિવસ પછી મળશું આવી,
શ્યામ સિધાવ્યા એમ સમજાવી;
ભૂદર વર ગયા મથૂરા ભૂલાવી, લાલચમાં લલચાવીરે—કર૦
ગ્રેહ વ્યાધી તાવે આ ટાણે, જમીએ લઇ ભેરવ જપ જાણે;
પછી પધારે કો કેમ પ્રાણે? કોડીલો વર કાણેરે—કર જોડી.
વાત વિચારી જુવો શું વળશે, માનુની મ્હોત વિનાની મરશે;
મોલ સુકાતાં મેહુલા વરસે, કહો લીલું શું કરશેરે—કર જોડી.
મોટું મન કરી બેઠા માવો, પ્યારે રામ મનાવી લાવો;
અબળાના ઉર કાં અકળાવો? નટવર નેહ નિભાવોરે—કર૦

૨૯ રાગ કહેવું શું હવે તમને કાના.

મનડું મ્હારૂં મોહી લીધું, કાને કામણ કીધું રે—ટેક.
શામળીઓ સ્વપ્નામાં આવે, મંગલ મુરતિ મોદ મચાવે;
પ્રાણજીવન પ્રભુ રંગ રચાવે, હેતે દિલ હરખાવેરે—મનડું૦
છેડો નહિ છોડું છોગાળા, કાલા ભલે કહો કાનડ કાળા;
જીવન નામ જપું જપમાળા, ચિત્ત રંજન જોઇ ચાળારે—મનડું
અલબેલા અળગા નવ થઇએ, સમજાવી ઝાઝું શું કહીએ;
રસીઆ? આપ વિના કેમ રહીએ, લાલ શરણમાં લહીએરે-મ.

પ્યારા પ્રાણે પ્રીતું કરશું ? ફટકેલ ચિત્ત જેવાં થઇ ફરશું;
મરશું તોએ વાર્યા નહિં વરશું, ધ્યાન તમારૂં ધરશું રે—મનડું.

૩૦ રાગ--કેહેવું શું હવે તમને કાના.

કઠણ મન કરી કેમ ખોભરાણા,
કહોને ઓધાજી હરી ન આવ્યારે—ટેક.
કાગળ કટકાનો દુકાળ પડીયો,
મસ થઇ મોંઘી તુંને લેખણ ન જડીયો;
હેતુડા તમને એવડું શું ઘટીયો,
શેણે સમાચાર ન આવ્યારે—કઠ.
મુખ નિરખવા મોહન તારૂં, મન તલખેછે અતિ ઘણું મારૂં;
તમને તે લાગે કેમ સારૂં, વાલીડે તો વિસાર્યારે—કઠ.
વ્રેહનું દુઃખ કે'ને અમે કહીએ,
મનની મનમાં સમજીને રહીએ;
પ્રિતમ વિના અમે બહુ દુઃખ સહીએ,
કંથ વિનાના કહેવાયારે—કઠ.
દેવીદાસ કહે દરશન દેજો, હૃદય કમળમાં આવીને રહેજો;
દાસી જાણીને રે શુદ્ધ લેજો, ચરણુમાં લપટાયા રે—કઠ.

૩૧ રાગ—હોરી.

મુખડાની માયા લાગીરે, મોહન તારા—ટેક.
મુખડું મેં જોયું તારૂં, જુગ સરવે થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં રે—મોહન તારા૦

સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએરે—મોહન તારા૦
સંસારીનું સુખ કાચું, પરણી રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએરે—મોહન તારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભય ભાંગ્યોરે—મોહન તારા૦
બાઇ મીરાં બલીહારી, આશા મુંને એક તારી;
હવે હું તો બડ ભાગીરે—મોહન તારા૦

૩૨ ભજન.

અરજ કરે છે મીરાં રાંકડી, ઉભી ઉભી,
અરજ કરે છે મીરાં રાંકડી—ટેક.
મુનિવર સ્વામી મારે, મંદીરે પધારો વહાલા;
સેવા કરીશ, દિન રાતડી—ઉભી ઉભી—અરજ.
ફુલના તે હાર વહાલા, ફુલના તે ગજરા રે;
ફુલના તોરા, ને ફુલ પાંખડી—ઉભી ઉભી—અરજ.
પચ પકવાન વહાલા, મીઠાઇ ને મેવા રે;
ઘેબર જલેબી, તલ સાંકળી—ઉભી ઉભી—અરજ.
સાવરે સોનાનાં વહાલા, સોગઠાં ઢળાવું રે;
રમવા આવો તો, જાય રાતડી—ઉભી ઉભી—અરજ.

બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા;
તમને જોઇ, ઠરેછે આંખડી-ઉભી-ઉભી-અરજ.

૩૩ રાગ-ખ્યાલ-ભૈરવી.

રથ ફેરો, ગોકુળ રથ વાલા;
હાંરે રથ ફેરો, ગોકુળ રથ વાલા—(ટેક.)
તમે નંદ, જશોદાનાં, લાલા રે-રથ ફેરો૦
ગંગારે તલપે, જમુનારે તલપે;
તલપે છે નદીઓ, નાળાં રે-રથ ફેરો૦
ગાયો રે તલપે, વાછરૂં તલપે;
તલપે છે ગોપ, બિચારા રે-રથ ફેરો૦
ચંદ્રમા તલપે, સૂરજ તલપે;
તલપે છે નવલખ, તારા રે-રથ ફેરો૦
વલ્લભ વિના, ગોપીઓ તલપે;
તલપે છે પ્રાણ, હમારા રે-રથ ફેરો૦

૩૪ ભજન.

મારી બાળપણાની પ્રીતુંરે, કાંઇ નાનપણાનો નેડોરે;
મારે પ્રભુ ભજ્યાનો હેડોરે, ઓધા મંદીરીયે આવજોરે.
જોઇ જોઈને હોરીએ જાતું, બીબાં વિનાની ન પડે ભાતું;
ભાર ઝાલે ભીંતું રે, કાંઇ ભાર ઝાલે ભીંતું રે-ઓધા૦

દાસી ઉપર નવ કરીએ દાવો, મારે મહોલે નવ આવે માવો;
આવડો અભાવો રે, કાંઇ આવડો અભાવો રે—ઓધા૦
આવોને વાલમ કરીએ વાતું, તમ વિના હવે નથી રહેવાતું;
આવડી એકાંતું રે, વહાલા આવડી એકાંતું રે—ઓધા૦
જીવણદાસની ભાંગીયું ભ્રાન્તું, ચરણદાસની પુરીયું શાખું;
વરસીયું શું વાતું રે, વહાલા વરસીયું શું વાતું રે—ઓધા૦

૩૫ ભજન.

નાથજી નીવેડારે, ઓધાજી ઉકેલોરે;
એ કરસન કાજ સુધારો, એ સુધારો—ટેક.
સમરૂં ત્યાં તો આવવું પડશે, ધણી વિના ધર કોણ ધરશે;
એર્થાને ઉકેલોરે (૨) એ કરસન કાંજ સુધારો—નાથજી.
દાસી તારો થાયછે દુઃખી, ખજાનો નં જાયે ખુટી;
ભીડુંમાં ભેળાણોરે (૨) એ કરસન કાજ સુધારો—નાથજી.
સતયુગ દ્વાપરમાં વારી, ત્રેતામાં તો લીધાં તારી;
કુડું મત બોલોરે (૨) એ કરસન કાજ સુધારો—નાથજી.
દાસી જીવણ ભીમને ચરણે, વારણાં લેઉં વારી વારી;
ગરીબી ગવાણીરે (૨) એ કરસન કાજ સુધારો—નાથજી.

૩૬ રાગ—કેદારો.

આવ્યો આવ્યો મારો નગીનો નટવર,
ઉજેસ બેશ અહીં દેખું અપાર—ટેક.

લાવ્યો લાવ્યો તે રહેમ હું ઉપર,
આવ્યો દોડીને દેવા મુજ હાર—આવ્યો૦

દુંદુભી નાદ ગગડે નભ માંહી,
સુણીને થયો મુજ હર્ષ અપાર;
સોડ તજી રાણી રાધાજીની,
પત નીજ રાખી, કીધી મુજ વ્હાર—આવ્યો૦

જય ભુધરજી સુણી મુજ અરજી,
આવી પોતાનો રાખ્યો ભાર;
કહે નરસૈયો વહાલો એ મારો,
આવ્યો સુણીને મુજ પોકાર—આવ્યો૦

૩૭ ભજન.

નિત્ય નિત્ય ભજીએ અમે, તારૂં નામ, તારૂં નામ,તારૂં નામરે,
પ્રેમરે થકી, અમોને પ્રભુજી મળ્યા હોજી (ટેક)
આણી તીરે ગંગા વહાલા, ઓલી તીરે જમુનારે;
વચમાં ગોકુળીયું છે, રૂડું ગામ, રૂડું ગામ, રૂડું ગામરે—પ્રેમ.
વંદ્રા તે વનમાં વહાલે, રાસ રચ્યો છે રે;
સોળસેં ગોપીમાં એક, ઘેલો કાન,ઘેલો કાન,ઘેલો કાનરે—પ્રેમ.
અન્ન ન ભાવે નયણે, નિંદ્રા ન આવે વહાલા;
સેજે પધારો હવે, મારા શ્યામ, મારા શ્યામ, મારા શ્યામરે—પ્રે.

બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા;
છેલ્લી બાકીના હવે, રામો રામ, રામો રામ, રામો રામરે—પ્રે.

૩૮ રાગ—પુનમ ચાંદની ખીલી.

પ્રભુ પાલવ પકડીને, રહિછું પ્રેમથી રે,
મારા છેલ છબીલા, અંતરના આધાર;
ઉભી અરજ કરે, મીરાંબાઇ રામને રે—(ટેક.)
મારા દાસીપાના દુઃખ, સરવે દુર કરોરે,
શીશ નામું મારા, સદ્ગુરૂને પ્રણામ;
ઉભી અરજ કરે, મીરાંબાઇ રામનેરે.

સાખી.

સાસરીઆમાં સુખ નહીં, મહીયરીયે નહિં માન;
સુખ દુઃખની વાતડી, ધરતું નથી કોઈ ધ્યાન.
હવે નથી રહેવું, રાણાજીના રાજમાંરે;
રાણો રોષ ભરેલો, કુડો કપટી રાય—ઉભી અરજ૦

સાખી.

આ સમે હરિ આવજો, વિઠલ કરજો વ્હાર;
ગોવિંદ સાથે ગોઠડી, અબળાના આધાર.
વહાલા વસમું જાણી, વેગે વહેલા આવજોરે;
નહીંતર જરૂર મારા, જીવનું જોખમ થાય—ઉભી અરજ૦

સાખી.

ઉંડે કુવે ઉતારીઆં, તરત તુટયાં વૃત;
તારણહારો તારશે, શામળીયો સમરથ.
એવા વિવેકી વિઠ્ઠલને, જાઉં વારણે રે,
ટળશે હરિજનોના, અંતરના ઉચાટ—ઉભી અરજ૦

સાખી.

વિશ્વાસે વળગી રહી, ત્રીકમ રાખો ટેક;
આગે હીંમત આદરી, મન ધારૂં વિવેક.
એવા ભક્તિ ભાવે, ભૂધર આવો ભેટવા રે;
હું તો વેચાણી છું, નાથ તમારે હાથ—ઉભી અરજ૦

સાખી.

નીતિધર્મ નવ છોડીએ, જ્યાં સુધી ઘટમાં પ્રાણ;
સહેજે સમુદ્દર ઉતર્યાં, જેને ભેટયા શ્યામ.
એવા પૂરણ, પુરૂષોત્તમ પધારજો રે,
સત્ય રાખો મારા, સાચા સુંદર શ્યામ—ઉભી અરજ૦

સાખી.

રૂપાળા રણછોડજી, લળી લળી લાગું પાય;
રાણા ઘેર જાવું નથી, જ્યાં સુધી ઘટમાં પ્રાણ.

હવે શરણાંગતની, વ્હારે ચઢજો વિઠલા રે;
પ્રભુ કૃપા કરીને, રાખો ચરણની પાસ—ઉભી અરજ૦

૩૯ રાગ—ધોળ—હીચમાં.

જાઓમાં જાઓમાં જાઓમાંરે, મારા વહાલા મથુરા જા૦
અક્રૂરના રથ દેખી, શામા વિચારે;
માવા મત માલો ભાવમાંરે—મારા વહાલા મથુરા જા૦
સોળસેં ગોપીયોનો, સંગ તજીને;
કુબજાના સંગી થાઓમાંરે—મારા વહાલા મથુરા જા૦
ટળવળતા મેલી રે, ત્રીકમજી;
નાથ નમેરા થાઓમાંરે—મારા વહાલા મથુરા જા૦
કહે મીઠો, પુરષોત્તમ પ્રીતે;
વીખીયાં ઘોળી ઘોળી પાઓમાંરે—મારા વહાલા મથુરા જા૦

૪૦ રાગ—ધનાશ્રી.

પ્યારા ગોવીંદના ગુણ ગાશું, રાણાજી અમે,
પ્યારા ગોવીંદના ગુણ ગાશું (ટેક.)
ચરણામૃતનો નીયમ હમારે;
નીત્ય ઉઠી મંદીર જાશું—રાણાજી અમે.
રાણાજી રૂઠશે તો, રાજ તજાવશે;
ભગવત રૂઠેરે મરી જાશું—રાણાજી અમે.

વિષના પ્યાલા, રાણાજીએ મોકલ્યા;
અમૃત કરીને પીઈ જાશું—રાણાજી અમે.
રામના નામની, ઝાઝ બનાવી;
તેમાં બેસીને તરી જાશું—રાણાજી અમે.
બાઇ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણ;
ચરણ કમળ પર વારી જાશું—રાણાજી અમે.

૪૧ ભજન.

દોરી લાગી, રામૈયા દોરી લાગી;
લગ્ની લાગીછે મુંને, રામના નામની હોજીરે—દોરી લાગીજી.
પવનને પાણીનો હંસલા, કરીલે વિચાર;
ઘટોઘટ દોરી બોલે, રામ રણુંકાર—દોરી લાગી.
વાગે છે ઘુઘરાને, વાગે સતાર;
તરવેણીના તીરથ ઉપર, ખોલી દે દુવાર—દોરી લાગી.
નાભી કમળથી, ઉઠી મારી દોર;
શુન્ય શીખર પર, જઇને લાગી દોર—દોરી લાગી.
ફુટી ગયાં તુંબડાં ને, તુટી ગયા તાર;
ઉડી ગયા આંમળીયા ને, ગયો બજાવનહાર—દોરી લાગી.
ગુરૂરે રામૈયા તારો, પંથડો બતાવ;
બોલ્યા કબીર બાવો, સાહેબને આધાર—દોરી લાગી.

### ૪૨ ભજન.

ગુમાનીનાં ઘેલા રામ, જુવાનીનાં છેલા રામ;
આવરદા તારી, વહીરે જશેએજી—ટેક.
હજીએ નર તું, ચેતી શકે તોએ ચેત—ગુમાનીનાં.

પાંચ ને પચીસરે, વીત્યાં પરપંચમાંરેજી;
આવ્યો તારે, સાઠ વરસનોરે દીન—ગુમાનીનાં.

વળીને વીસેકરે, વનિતાને વશ થયોરેજી;
તેમાં નર તું, ભજવા ભુલ્યોરે ભગવાન—ગુમાનીનાં.

એમને કાંઈ કરતાંરે, આવ્યો તારો વાયદોરેજી;
પછીએ તારા, મુખડામાં લઇને પડી ધુળ—ગુમાનીનાં.

ભણ્યા ને ગણ્યારે, કંઇક ભુલા પડયારેજી;
ભુલ્યા ભુલ્યા, પંડીત ચતુર સુજાણ—ગુમાનીનાં.

ગુરૂને પ્રતાપેરે, બાઈ મીરાં બોલીયાંરેજી;
દેજો અમને, સંતના ચરણમાં વાસ—ગુમાનીનાં.

### ૪૩ ભજન.

રૂડી ને રંગીલીરે, વહાલા તારી વાંસળીરેજી;
મીઠી ને મધુરીરે, માવા તારી મોરલીરેજી;
એ તો મારે, મંદીરીયે સંભળાય—રૂડી ને રંગીલીરે.

કાનુડો એ કાળોરે, બાઇયો મારે રૂદીયે વસ્યોરેજી;
મુકી દેને, કહાન કુંવર મારા ચીર—રૂડી ને રંગીલીરે.
સરખીને સાહેલીરે, સાથે પાણી નીસર્યાંરેજી;
બેડલું મેલ્યું, સરોવરીયાનીરે પાળ—રૂડી ને રંગીલીરે.
ઇંઢોણી વળગાડીરે, આંબલીયાની ડાળમાંરેજી;
ઉભી નીરખું, નટવર દીન દયાળ—રૂડી ને રંગીલીરે.
હું ને કાંઇ સુતીરે, બાઈઓ ભર નીંદમાંરેજી;
મોરલી વાગી, ઝબકીને જાગી માઝમરાત—રૂડી ને રંગીલીરે.
ગુરૂને પ્રતાપેરે, બાઇ મીરાં બોલીયાંરેજી;
દેજો અમને, સાધુનાં ચરણોમાં વાસ—રૂડી ને રંગીલીરે.

૪૪ રાગ—ધનાશ્રી.

માન સરોવર જઇએ, કુડીરે કાયા માન સરોવર જઇએ.
હંસલાની સાથે વીરા, સંગતું કરીયે;
ભેળા બેસીને મોતી ચુણીયે—કુડીરે કાયા.
સાધુની સંગતે વીરા, સાધુ કહેવાયે;
નીત્ય નીત્ય ગંગાજીમાં નાહીયે—કુડીરે કાયા.
માંહેલા એ મનડા, કેમ તું ભુલ્યો વીરા;
દરશન ગુરૂજીના કરીયે—કુડીરે કાયા.
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ;
ભવસાગરથી તરીયે—કુડીરે કાયા.

### ૪૫ ભજન.

શું રે કરૂં શામળાએ, લજ્યા મોરી રાખોરે;
પુર્વની પ્રીત બંધાણીરેજી—ટેક.
રતનબાઇના વહાલે રૂપ ધરીને ( ૨ )
પાયાં મેહેતાજીને પાણીરેજી–શું રે કરૂં.
શામળશાની જ્યારે, સગાઇ કરાવી ત્યારે,
માંડવે કોઇ નવ આવ્યારેજી;
જાનૈયા થઇને વહેલા આવો જગજીવન ( ૨ )
લાજ મેહેતાજીની રાખોરેજી–શું રે કરૂં.
વડીરે વેવાણે જ્યારે, નરસીંહ વગોવ્યો ત્યારે,
ન્યાતમાં નમેરા કહેવાણારેજી;
ચઇતર સુદીને બારસ બુધી ( ૨ )
ગીરધરે મેહુલા વરસાવ્યારેજી–શું રે કરૂં.
કુંવરબાઈનાં જ્યારે, મામેરાં પુર્યાં ત્યારે,
દોશીડા થઇને વહેલા આવોરેજી;
નાગરી ન્યાતની સભા મળીછે ( ૨ )
રેશમની ગાંઠડી છોડાવોરેજી–શું રે કરૂં.
રાજારે કુડા એની, પ્રજારે કુડીને,
કુડીયા દોશલા કહેવાણારેજી;

દોય કર જોડી મેહેતા, નરસીંહ બોલ્યા ( ૨ )
હાર હૈયાંનો હરિ આપોરેજી—શું રે કરૂં.

૪૬ રાગ-ઠુમરી.

રાણાજી હું તો, ગીરધરને મન ભાવી ( ૨ ) ટેક.
પુર્વજન્મની, હું વ્રજ ગોપી;
ચુક થતાં અહીં આવી, રાણાજી મારી ( ૨ ) રાણાજી.
જન્મ લીધો નૃપ, જયમલને ઘેર;
તમસંગે પરણાવી, રાણાજી મુંને ( ૨ ) રાણાજી.
ગીરધર નામ હું તો, ઘડી નવ છોડું;
ભલે નાંખોને મરાવી, રાણાજી મુંને ( ૨ ) રાણાજી.
મીરાં કહે પ્રભુ, ગીરધરનાં ગુણ;
ગાવા લગની લગાવી, રાણાજી મેં તો ( ૨ ) રાણાજી.

૪૭ રાગ-ઠુમરી.

જશોદા મૈયા જળ ભરવા કેમ જાવું—ટેક.
મારગ જાતાં કાનો, પાણીડા માંગે; અધવચમાં કેમ પાવું—જ.
સોના રૂપાનો મારો, ઘાટ ઘડુલો; ઇંઢોણીએ રતન જાડવું—જ.
આ કાંઠે ગંગા વહાલા, ઓલે કાંઠે જમુના;
વચ્ચે સરસ્વતિમાં નહાવું—જશોદા.
શાંતીદાસ પ્રભુ, રસિક શિરોમણી; કાનાથી બીહીતીહું ચાલું-જ.

૪૮ રાગ–હીચમાં.

ગોકુળ વહેલા પધારજોરે—ટેક.
મથુરા જાઓ તો, મારા સમ હો લાલ–ગોકુળ વહેલા૦
રથ જોડી અક્રૂર આવીયાંરે ( ૨ )
એતો મુંને દુઃખડાંના દેનાર હો લાલ–ગોકુળ વહેલા૦
ઓ જાય ઓ જાય રથ, મારા નાથનોરે ( ૨ )
માંહે બેઠા હળધર વીર હો લાલ–ગોકુળ વહેલા૦
આગળ રાધાજી ઉભાં રહ્યાંરે ( ૨ )
મારા રૂદીઆ પર રથ ખેડ હો લાલ–ગોકુળ વહેલા૦
મેહેતા નરસિંહનો સ્વામી શામળોરે ( ૨ )
વહાલે મારે રમાડયા છે રાસ હો લાલ–ગોકુળ વહેલા૦

૪૯ રાગ–ધનાશ્રી.

કાયા કારણ ભેખ લીધો, રાણાજી મેં તો કાયા કારણ ભેખ લીધો.
રમતો ને ભમતો જોગી, આવ્યો આંગણીયે;
દાસી જાણીને દરશન દીધો—રાણાજી મેં તો૦
ગીરધર વીના મુંને, ઘડી નવ ચાલે;
હરી રસ ઘોળી ઘોળી પીધો—રાણાજી મેં તો૦
ઇરે કામણ મારા, કાનુડાએ કીધાં;
સંસાર માંહે બેડલો લીધો—રાણાજી મેં તો૦

બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ;
જંગલ માંહે ડેરો દીધો—રાણાજી મેંતો૦

૫૦ રાગ-ધનાશ્રી

પ્રેમ પીયાલો મેં પીધોરે, જીયો સંતો પ્રેમ પીયાલો મેં પીધો.
આરે જગતડાને, જોઇને વારોરે;
અમર પછેડો કોણે લીધોરે—જીયો સંતો પ્રેમ૦
આરે શરીરના, સરવે સુખડાંરે;
તે અમે ત્યાગી દીધોરે—જીયો સંતો પ્રેમ૦
મારારે મનડાને, બહુરે સમજાવ્યોરે;
જોગ જંગલનો મેં લીધોરે—જીયો સંતો પ્રેમ૦
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ;
સ્વર્ગાપુરીનો મારગ લીધોરે—જીયો સંતો પ્રેમ૦

૫૧ ભજન.

ભજનનો વેપાર, હરિ તારા નામનો આધાર;
બેડલો પ્રભુ ઉતારે ભવપાર, કર મન ભજનનો વેપારજી-ટેક.
પ્રથમ સમરૂં ગણપતિ, સરસ્વતિને લાગું પાયજી;
દેવના ગુરૂ દેવને સમરૂં (૨) જ્ઞાની જ્ઞાન બતાય-કર મન૦
હાડ જલે જેમ લાકડાં, અને બાલ જલે જેમ ઘાસજી;
કંચન વરણી કાયા જળશે (૨) કોઇ ન આવે પાસ-કર મન.

શેરી લગણ તો સુંદરી, ઝાંપા લગણ માબાપજી;
તિરથસુધી બંધવો ભાઈ (૨) ખોચીને બાળે હાડ—કર મન.
માતા તારી જનમ રોશે, બેની બારે માસજી;
તેર દિવસ તારી ત્રીયા રોશે (૨) જાશે ઘરની બહાર—કર મન.
જયાં સરોવર નીર ભરીયાં, પ્રથમ ન બાંધી પાળજી;
નીર સઘળાં વહી જાશે (૨) પાછળથી પસ્તાય—કર મન.
મારૂં મારૂં મીથ્યા જાણો, જુઠો જગ વેહેવારજી;
નરસૈયાના નાથને ભજી લે (૨) ઉતારે ભવ પાર—કર મન.

૫૨ ભજન.

અલખ તારી રચના ન્યારી ન્યારી,
ગુરૂજી તારી શોભા અપરમપારી—ટેક.
માંહેલાને વારો વીરા, સુરતા સુધારી સદ્‌ગુરૂસેં કરી લ્યો યારી;
ભુલા પંખીડાને રાહ બતલાવે (૨) ડુબી મરે અહંકારી—અ૦
પાંચ ચોર કાયામેં બસતહે, ઉનકી સુરતા ન્યારી;
પાંચ પકડકર એક બતલાવે (૨) હીરા નીપજે હજારી—અ૦
નાહી ધોઇ નર કરે ચતુરાઇ, એક પુંજા કરે બ્રહ્મજ્ઞાની;
ભક્તિ મુક્તિકા ભેદ ન જાણે (૨) પાખંડ પુંજે સંસારી—અ૦
બીંદ્રાબનકી કુંજ ગલીમેં મેરો, સાહેબો ખેલે નીજારી;
ભણત પદમ ગુરૂ કરત વિનંતી (૨) અરજ સુણોને હમારી-અ૦

૫૩ ભજન.

અમને નુગરા મળજો એક મતી,
સુગરા મળજો લાખ, મળજો જતી સતી;
અલખને દરબાર મળજો,
સાહેબને દરબાર મળજો, જતી સતી.

ખેતર બગાડયું ખણસલે ને,
સભા બગાડી કુડ ભાઈ ભાઇ;
સંત બગડયા લાલચે,
જેમ કેશર મળી ગઇ ધુડ—મળજો જતી સતી.

આંબો જાણી મેં સેવીયો,
પણ આંબો પાકયો કૈલાસ ભાઇ ભાઇ;
આંબે કેરી પેહેલ વેલી,
અમને મળજો શાખ—મળજો જતી સતી.

અંધેકુ ક્યા આરસી,
અને કયા બેહેરેસે બાત ભાઇ ભાઇ;
કુડે નરકી ચાકરી,
ઓર કયા લંગડેકા સાથ—મળજો જતી સતી.

હીરા ઝવેરની કોટડી,
માંહે રતન જડેલા કમાડ ભાઇ ભાઇ;

નવ મહીને બેડી નાંગરી,
એનો ઘડનારો ઘટમાંય—મળજો જતી સતી.
કબીરની માયે કબીર જન્મીયા,
કબી ન પાયા સુખ ભાઇ ભાઈ;
ડાળે ડાળે કબીર ભટકયા,
પાને પાને દુઃખ—મળજો જતી સતી.

૫૪ રાગ–ભજન.

દવ લાગ્યોરે ડુંગરીએ, અમે કેમ કરીએ;
કેમ કરીએરે, અમે કેમ કરીએ, અમે કયાં જઇ વસીએ–ટેક.
હાલવા જઇએ તો વહાલા, હાલી નવ શકીએરે;
બેસી રહીએ તો, અમે બળી મરીએ, અમે બળી મરીએ-દવ.
આરે વૃતીએ વહાલા, નથી ઠેકાણું રે;
પ્રવૃતીની પાસે, અમે ઉડી ફરીએ, અમે ઉડી ફરીએ–દવ.
સંસાર સાગર વહાલા, મહાજળ ભરીઓ રે;
બાંહોડી ઝાલો, નીકર બુડી મરીએ, અમે બુડી મરીએ–દવ.
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણરે;
ગુરૂજી તારે તો, અમે સહેજે તરીએ, અમે સહેજે તરીએ-દવ.

૫૫ રાગ–ભજન.

હરી મારે હૃદયે રહેજો, પ્રભુ મારી પાસે રહેજો;
જો જો ન્યારા થાતા રામ, તે દીનનો વિશ્વાસ છે–ટેક.

ધના ભગતે ખેતર ખેડ્યું, વેળુ વાવી ઘેર આવ્યા રામ—તે૦
સંતજનોનાં પાત્ર પુર્યાં (૨) ઘઉંના ગાડાં ઘેર લાવ્યાં રામ—તે૦
જુનાગઢના ચોકમાં, જે'દી નાગરે હઠો લીધી રામ—તે દીનનો.
નરસૈયાની હુંડી લઇને (૨) દુવારકામાં દીધી રામ—તે દીનનો.
મીરાંબાઇને મારવા, જે'દી રાણે ખડગ લીધી રામ—તે દીનનો.
ઝેરના પ્યાલા અમૃત કરીયાં (૨) ત્રીકમ ટાણે પધાર્યા રામ—તે૦
ભીલડીના એઠાં બોર, તમે પ્રેમથી આરોગ્યા રામ—તે૦
ત્રણ ભુવનના નાથ તમને (૨) મીરાંબાઇએ ગાયા રામ—તે૦

૫૬ રાગ—ભજન.

જાય છે જુવાની તારી, આવે જરા છાની રેહો;
હરીના ભજન વીના, જાય છે જુવાની—ટેક.
માયા મમતા મેલી દેનેજી, થાને બડો જ્ઞાની ઓધા;
જરા ને જોબનીયું તારૂં, ઝાંજવાનું પાણી રે હો—હરીના.
પીતા તારો પાસે ન આવેજી, ન આવે તારી નારી ઓધા;
બંધવ તારો બહાર ઉભો, જુવે વાળી વાળી રે હો—હરીના.
કુંચન જેવી કાયા તારીજી, મોતી જેવું પાણી ઓધા;
મુવા પછી બાળી દેશે, ઉડી જાશે વાની રે હો—હરીના૦
વીદુરજીના વચનો સુણીજી, વાતું લેજો જાણી ઓધા;
મળ્યોરે મીઠાનો સ્વામી, વાતું નહીં રે છાની રે હો-હરીના.

૫૭ રાગ–ભજન.

કીધી મુંને ઘેલી ઓધા, કીધી મુંને ઘેલી રે હો;
કાનુડે કામણગારે, કીધી મુંને ઘેલી–ટેક.
શાળુડાની શુદ્ધ ભુલીજી, ભાંગ પીધી લીલી ઓધા;
સેંથાને ઠેકાણે મેંતો, ચોડી દીધી ટીલી રે હો–કાનુડે.
જળ જમુનાના ગ્યાતાંજી, માથે બેડું મેલી ઓધા;
મુખડાની માયા લાગી, નવ શકું મેલી રે હો–કાનુડે.
ઘરડાનો ધંધો ભુલીજી, સોળશેં સાહેલી ઓધા;
વનમાં વગાડી વહાલે, મોરલી રંગીલી રે હો–કાનુડે.
આંખડીમાં એસી લાગીજી, અષાડોની એહલી ઓધા;
મળ્યોરે મીઠાનો સ્વામી, રંગ ગયો રેલી રે હો–કાનુડે.

૫૮ ભજન.

ભાઇ મારો સાથીડો રીસાણો, તેને કોણ મનાવા જાએ–ટેક.
કાચી માટીના ઘાટ ઘડુલા, તે પણ ફુટી જાય;
પરદેશીની પ્રીતડી તે, પળમાં તુટી જાય–ભાઇ મારો૦
પીંજરમાંથી પોપટ હાલ્યો, પીંજર ઝોલા ખાય;
સરખી મળી સાહેલીઓ, કાંઇ અવળા મંગળ ગાય–ભાઇ૦
પાંચ તત્વકા પીયુ હમારા, તે છોડયા કેમ જાય;
જ્ઞાન ગરીબી હૃદયમેં રખ લે, થાનાર હોય તે થાય–ભાઈ૦

સદ્‌ગુરૂજીકા સમરણ કરી લે, હૃદય કમલ ખુલી જાય;
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, વૈકુંઠ વાસી થાય-ભાઇ૦

૫૯ રાગ—આશાવરી.

ભજનગઢ, બાંધો મારા ભાઇ;
તમારી જમ સાથે થાશે લડાઇ—ટેક.
ધ્રુવે બાંધ્યો, પ્રહલાદે બાંધ્યો;
અંબરીષ, મીરાંબાઇ—ભજનગઢ.
એમજ સંત, અનંતે બાંધ્યો;
ભય પામ્યા નહિં કાંઇ—ભજનગઢ.
રામ નામનો, કિલ્લો કરીને;
ધર્મના કોઠા ચણાઇ—ભજનગઢ.
જ્ઞાન મોરચા, મોટા મંડાવી;
શાન્તિની ખાઇ ખોદાઇ—ભજનગઢ.
મનનું જીન, શરીરને ઘોડે;
સુરતા લગામ લગાઈ—ભજનગઢ.
રામ નામ, સમશેર ભજાવી;
ભલી રણ જગમાં ભાઇ—ભજનગઢ.
કહેત કબીરા, સુનો ભાઇ સાધુ;
જીતશું ત્યારે લડાઇ—ભજનગઢ.

૬૦ રાગ—મહાઢ.

થોડી ધીરે ગાડી હાંકારે, મેરા રામ ગાડીવાલા;
રામ ગાડીવાલા, મેરા સદ્‌ગુરૂ ગાડીવાલા—(ટેક.)

ગાડી મારી અજબ રંગીલી, બેલ જોડયા બે ચાર;
હાંકનવાલા છેલ છબીલા, બેઠનવાલા લાલરે—મેરા રામ.

ગાડી છુટી રેતમેં ને, મજલ પડયા હે દુર;
સાચા સદ્‌ગુરૂ જો મીલે તો, પોંહોચાડે હજુરરે—મેરા રામ.

ઘોડા છુટયા સ્થાનસેને, પીછે પડયાહે પોકાર;
દશ દરવાજા બંધ કર્યા પણ, નીકળી ગયો અસ્વારરે—મેરા.

જંતર મારૂં ઝાંઝવું ને, તુટી ગયા સહુ તાર;
જંતર બિચારા કયા કરે, ગયો બજાવનહારરે—મેરા રામ.

ગંગા કિનારે ઘર કરોને, નાવો નિરમળ નીર;
દતવિના નવ પામીએ, એમ કહી ગયા દાસ કબીરરે—મેરા.

૬૧ ભજન.

કાચબો કાચબી જળમાં રહેતાં, હતાં હરિનાં દાસ, હતાં હરિ૦
દર્શન કારણ બારણે આવ્યાં (૨) રાખીને વિશ્વાસ,
પારાધીએ નજરે ભાળ્યાં (૨) ઝાલીને બાંધી માર્યાંજી;
કળકળમાં કાચબી કુડી (૨) રામૈયાની રીત છે રૂડીજી—ટેક

કાચબો કહેછે કાચબીને, તું રાખને ધારણ ધીર, રાખને૦
આપણને ઉગારશે (૨) વહાલો જુગતે જાદવ વીર;
ચીંતા મેલી ચરણે આવો(૨)મરવા તુંને નહિં દે માવોજી-કળ.

વારતીતી તે વખતે મારૂં, કંથ ન માન્યું કહેણ, કંથ ન૦
કાળ આવ્યો કોણ રાખશે (૨) ત્યારે નીચા શું ઢાળો નેણ;
પ્રભુ તારો ન આવ્યો પ્રાણી(૨)માથે આવી મોત નીશાનીજી-ક.

અબળાને ઇતબાર ન આવે, કરીએ કોટી ઉપાય, કરીએ૦
કહ્યું ન માને કોઇનું (૨) એતો ગાયું પોતાનું ગાય;
એવી વિશ્વાસ વિનાની(૨) પ્રથમ પહેલી મત છે પાનીજી-કળ.

કાચબી કહેછે કયાં ગયો, તારો રાખણહારો રામ, રાખણ૦
પ્રાણ ગયા પછી પોંચશે (૨) આવી શું કરશે તારા શ્યામ;
મરવા ટાણે મતી મુંઝાણી(૨) તુટયા પછી ઝાલવું તાણીજી-ક.

ત્રીકમજી ત્રણ લોકમાં મારે, તમારો ઈતબાર, તમારો૦
અટક પડી હરિ આવજો (૨) મારા આતમના આધાર;
છોગાળા વ્હાર છે છેલ્લી (૨) થાજો બળતાંના બેલીજી—કળ.

કાચબી કહે હવે કોણ ઉગારે, જાતો રહ્યો જુગદીશ, જાતો૦
ચારે દિશાએથી સળગી ગયું (૨) ઓરીયાં વીચો વીચ;
આમાંથી જો ઉગરીએ (૨) પાણી બહાર પગ ન ભરીએજી-કળ.

બળતી હોય તો બેસને મારી, પીઠ પર રાખું પ્રાણ, પીઠ૦
નિંદા ન કર મારા નાથની (૨) ઘેલી મારેછે મુજને બાણ;
વહાલો મારો આવશે વ્હારૂ(૨) આમાંથી ઉગારવા સારૂજી-કળ.

કાચબી કહે કીરતાર ન આવ્યો, આપણો આવ્યો અંત, આ૦
હરિ નથી કોઇના હાથમાં (૨) તેનો તમે શું બાંધ્યો તંત;
જેનો વિશ્વાસ છે તારે (૨) તેનો ઇતબાર ન મારેજી-કળ.

વીઠલજી મારી વ્હારે ચડજો, શામળા લેજો સાર, શામળા૦
લાજ લોપાશે લોકમાં (૨) પછી બીજી કોની વ્હાર;
હરિ મારી હાંશી થાશે (૨) પ્રભુ તારી પતીત જાશેજી-કળ.

કેશવજીએ કરૂણા કીધી, મોકલ્યા મેઘ મલ્હાર, મોકલ્યા૦
આંધણથી ઉગારીયાં (૨) આવી કાચબાને કીરતાર;
ભોજો કહે ભરોંસો જેને (૨) ત્રીકમજી તારશે તેનેજી-કળ.

૬૨ રાગ—નાથ કૈસે ગજકો.

નાથ તુમ જાનત હો સબ ઘટકી, મીરાં ભક્તિ કરે પ્રગટકી-ટેક.

નાહી ધોઇને મીરાં લે સ્મરણી, તો પુંજા કરે સીતા પતકી;
સાલીંગ્રામકું તુલસી ચડાવે, તો ભાલ તીલક બીચ ટીપકી-ના.

રામ મંદીરમાં મીરાંબાઈ નાચત, તાલ બજાવત ચુટકી;
રૂમઝુમ રૂમઝુમ બાજત ઘુઘરા, લાજ તજી ઘુંઘટકી—ના.

વિષના પ્યાલા રાણાજીએ મોકલ્યા, સાધુ સંગત મીરાં અટકી;
કરી ચરણામૃત પી ગઇ મીરાં, તો અમૃત જૈસી ઘટકી—ના.
સુરત દોરાપર ચાલીએ ધારો, તો શીર ગાગરપર મટકી;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
સુરતા ચલી જૈસી નટકી—નાથ.

૬૩ રાગ—નાથ કૈસે ગજકો.

નાથ તમે તુળસીને પત્રે તોળાણા;
એવા ગુણ તો ગોવિંદના ગવાણા—ટેક.
બોડાણે બહુનામીને સેવ્યા, ને બોલડીએરે બંધાણા;
કૃપા કરીને પ્રભુજી પધાર્યા, ડાકોરમાં દરશાણા—નાથ.
ગુગળી વાંસે ગોતવા ચાલ્યા, ને અધબીચયે અટકાણા;
વાવમાં વહાલોજી આપ બીરાજે, તો સાન કરીને સંતાણા—ના.
હેમ બરોબર મુલ કરીને વાલ સવામાં તોળાણા;
બ્રાહ્મણને ભોંઠાપણ આપ્યું, સંતને વચને વેચાણા—નાથ.
મધ્યરે ગુજરાતમાં રચીરે દ્વારીકા, વેદ પુરાણે વંચાણા;
હરીગુરૂ વચને ગાય વાળો લાખો, જગત બધીમાં જણાણા-ના.

૬૪ ભજન.

વાર્યો મારા વીરારે, સંગ ન કરીએ નીચનો રેજી;
નિચપણું, નિશ્ચે નરકે લઇ જાય—ટેક.

આંકડીઆના દુધરે, અતી ઘણાં ઉજળાંરેજી;
તેને પીધે, તરત મૃત્યુ થાય—વાર્યો મારા.
ગરવી ગાયના દુધરે, અતી ઘણાં મીઠડાં રેજી;
સાકર ભેળે, સ્વાદ અદકેરો થાય—વાર્યો મારા.
બાવળને કંટાળોરે, દીસે અળખામણોરેજી;
છાંયે બેસે, અંગને વસ્ત્ર ઉજરડાય—વાર્યો મારા.
આંબલીયાની છાંયારે, દીસે રળીઆમણીરેજી;
તેને સેવે, ફળની પ્રાપ્તી થાય—વાર્યો મારા.
ગુરૂને પ્રતાપેરે, બાઇ મીરાં બોલીયાંરેજી;
રાખો અમને, સંતના ચરણની માંય—વાર્યો મારા.

૬૫—નરસીંહ મેતાની હુંડી.

મારી હુંડી શીકારો મહારાજરે, શામળા ગીરધારી;
મારી હુંડી શામળીયાને હાથરે, શામળા ગીરધારી.
રાણાજીએ રઢ કરી, વળી મીરાંકેરે કાજ;
ઝેરના પ્યાલા મોકલ્યારે, વહાલો ઝેરના જારણહાર રે,
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
સ્થંભ થકી પ્રભુ પ્રગટીયાં, વળી ધરીયાં નરસીંહ રૂપ;
પ્રહલાદને ઉગારીઓરે, વહાલે માર્યો હરણાકંસ ભૂપરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

ગજને વહાલે ઉગારીઓ, વળી સુદામાની ભાંગી ભુખ;
દોહલી વેળાના મારા વાલમારે, તમે ભક્તોને ઘણાં આપ્યાં સુખરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

પાંડવની પ્રતીજ્ઞા પાળી, વળી દ્રૌપદીનાં પૂર્યાં ચીર;
નરસિંહ મહેતાની હુંડી શીકારજોરે, તમે સુભદ્રાબાઇના વીરરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

ચાર જણા તિરથવાસીને, વળી રૂપિઆ છે સો સાત,
વહેલા પધારજો દ્વારીકારે, એને ગોમતી ન્હાયાની ઘણી ખાંતરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજારે૦

રહેવાને નથી ઝુંપડું, વળી જમવા નથી જુવાર;
બેટા બેટી વળાવીઆંરે, મેં તો વળાવી ઘર કેરી નારરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

ગરથ મારૂં ગોપીચંદન, વલી તુલસી હેમનો હાર;
સાચું નાણું મારે શામળોરે, મારે દોલતમાં ઝાંઝ પખાજરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

તિરથવાસી સૌ ચાલીયાં, વળી આવ્યા નગરની માંહે;
આ શહેરમાં એવું કોણ છેરે, જેનું શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

નથી બ્રાહ્મણ નથી વાણીઓ, નથી ચારણ નથી ભાટ;
લોક કરે છે ઠેકડીરે, નથી શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

તિરથવાસી સૌ ચાલીયા, વળી આવ્યા નગરની બહાર;
વેશ લીધો વણીકનોરે, મારૂં શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

હુંડી લાવો હાથમાં, વળી આપું પૂરા દામ;
રૂપિઆ આપું રોકડારે, મારૂં શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

હુંડી શીકારી વહાલે શામળે, વળી અરજે કીધાં કામ;
મહેતાજી ફરી લખજોરે, મુજ વાણોતર સરખાં કાજરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦

૬૬ રાગ—ધીરાનું ભજન.

એવો કળયુગ આવ્યો, કુડોરે, દુનીયામાંથી ઘટી છે દયા;
એવા મોટા મોટા, માઝનરે, લક્ષપતી લોભી થયા—ટેક

સાખી.

ધરતીમાંથી ધર્મ ઘટયું, ને પાપનું વધી ગયું પુર;
પરજન્ય તો પાંગળા થઇ વરસે, મેદની થઇ ચકચુર.

એવો ધરતીએ કસ ચોર્યોરે, વાવ્યા કણ વણશી ગયા—એવો.

સાખી.

શુરાનું શુરાતન ઘટયું, ને ગયું સતિનું સત;
વેદી ભેદીને પંડીત પુરાણી; એ ત્રણેની ઘટી ગઇ મત.
એવું કળયુગનું, કારણરે, લોભમાં લાગી રહ્યા-એવો કળયુગ.

સાખી.

પૃથ્વીમાં પાખંડ પુંજાશે, ને વિપ્ર કરે વહેપાર;
સન્યાસી ધન સાંચવા લાગ્યા, પતિવૃતા નહિં નાર.
એવાં સત્ય ના જડે, શોધ્યાંરે, અસત્યના ઓધ થયા—એવો.

સાખી.

છત્રપતિ તો વાચાને ચુકે, એ દુઃખ કોને કહેવાય;
કથા તો કુપાત્રની સોહાશે, પ્રશ્ન ગરૂડાને પુછાય.
એવો દાસ ધીરો, કહે છે રે, જ્ઞાની તેતો અંધા થયા—એવો.

૬૭ ભજન.

નહીંરે વિસારૂં હરી, અંતરમાંથી, નહીંરે વિસારૂં હરી—ટેક.

શામળી સુરતના, શામળીયાજી, શામળી સુરતના હરી;
શામળીયાજી, જોતાંમાં નજરૂં ઠરી—અંતરમાંથી.

જળ જમુનાના, ભરવાને ગયાતાં, જળ જમુનાના હરી;
ભરવાને ગયાતાં, શીરપર ગાગર ધરી—અંતરમાંથી.

આણી તીરે ગંગા, પેલી તીરે જમુના, આણી તીરે ગંગા હરી;
પેલી તીરે જમુના, મુખપર મોરલી ધરી—અંતરમાંથી.
વંદ્રાવનની, કુંજ ગલનમેં, વંદ્રાવનની હરી;
કુંજ ગલનમેં, ગૌધેન ચારો ફરી—અંતરમાંથી.
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ, બાઇ મીરાં કહે પ્રભુ હરી;
ગીરધરના ગુણ, ચરણ કમળમાં ઢળી—અંતરમાંથી.

૬૮ ભજન.

કાનુડો શું જાણે મારી પ્રીત, બાઈ અમે બાળ કુંવારાંરે,
કાનુડો શું જાણે મારી પ્રીત—ટેક.
જળ જમુનાનાં અમે, ભરવાને ગયાતાં વહાલા;
કાનુડે ઉડાડયાં આછાં નીર, ઉડયાં ફરરરરરરે—કાનુડો.
વંદ્રા તે વનમાં વહાલે, રાસ રચ્યો છેરે;
સોળસેં ગોપીના ખેંચ્યા ચીર, ફાટયાં ચરરરરરરે—કાનુડો.
જમુનાને કાંઠે વહાલો, ગૌધેન ચારેરે;
વાંસળી વગાડી ભાગ્યાં ઢોર, ભાગ્યાં ભરરરરરરે—કાનુડો.
હું તો વરણાગી કાના, તમારારે નામનીરે;
કાનુડે તાણીને માર્યાં તીર, વાગ્યાં અરરરરરરે—કાનુડો.
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણરે;
કાનુડે બાળીને કીધાં ખાખ, ઉડી ફરરરરરરે—કાનુડો૦

૬૯ ભજન.

અરજી સુણજો મોરીરે, મારો ચરખો બોલે,
રામ નામ, ભજ તુંહી રામ, ભજ તુંહી રામ, ભજ તુંહી—ટેક.
થળ ઉપર જળ નીપજ્યો, ને જળમાં કીધો વાસ;
એક અચંબો એવો સુણ્યો, બેટીએ જનમ્યો બાપ—અરજી.
બેટી કહેછે બાપને મારે, અણજાયો વર લાવ;
અણજાયો વર ના મળે તો, તારે મારે ઘર વાસ—અરજી૰
રૂ પીંજાવા હું ગઇ ને, પીંજો પીંજારા ભાઇ;
પીંજણ પીંજારાને ખાઇ ગઈ, ત્યારે સદ્‌ગુરૂ અકલ બતાઇ-અ૰
ચરખો મારો અજબ રંગીલો, પુણીઓ લાલ ગુલાલ;
કાંતનવાલી છેલ છબીલી, કાંઇ આકાશે નાંખે તાર—અર૰
માતા મરજો પીતા મરજો, મરજો ઘર ભરથાર;
એક ન મરો મારે છેલ સુતારી, ચરખાનો ઘડનાર—અરજી૰
રામાનંદનો ભણે કબીરો, આ ચરખો કહેવાય;
ચરખાને જે ફેરવે, તેનું જનમ મરણ મટી જાય—અરજી૰

૭૦ રાગ—દેશ.

મારી નાડ તમારે હાથે, હરી સંભાળજોરે—ટેક.
પથ્યા પથ્ય નથી સમજાતું, અંતર દુઃખ રહે ઉભરાતું;
મને હશે શું થાતું, નાથ નીહાળજોરે—મારી.

અનાદી વૈધ પ્રભુ આપ છો સાચા, કોઇ ઉપાય વિષે નથી કાચા;
દિવસ રહ્યા હવે ટાંચા, વેળા વાળજોરે—મારી૦
વિશ્વેશ્વર શું હજુએ વિચારો, બાજી હાથ છતાં કાં હારો;
મહા મુંઝારો મારો, નટવર ટાળજોરે—મારી.
કેશવ હરિ મારૂં શું થાશે, ધાણ વળ્યો કાયા ગઢ ઘેરાશે;
લાજ તમારી જાશે, ભુદર ભાળજોરે—મારી.

૭૧ ભજન.

જેશળ કરીલે વિચાર, માથે જમ કેરો માર, સ્વપ્ના જેવો આ સંસાર
તોળી રાણી કરેરે પોકાર, આવોને જેશળરાયજીરે;
પ્રેમ થકી આપણ મળીએરે, પુરા સંત હોય ત્યાં જઇ
ભળીએરે, હોજી હોજી.
અનુભવી આવ્યો છે અવતાર, સાચા સદ્ગુરૂ ધાર,
જાવું મારે ધણીને દુવાર;
બેડલો ઉતારે ભવ પાર, આવોને જેશળરાયજીરે—પ્રેમ.
ગુરૂના ગુણનો ન પાર, ભક્તિ ખાંડા કેરી ધાર,
નુગરો શું જાણે સંસાર;
એનો એળે ગયો અવતાર, આવોને જેશળરાયજીરે—પ્રેમ.
ચંદ્ર સૂરજ વસે છે આકાશ, નવલખ તારા જેની પાસ,
પવન પાણીનો પ્રકાશ;
સહુ લોક કરે એની આશ, આવોને જેશળરાયજીરે—પ્રેમ.

છીપ તો સમુદ્રમાં થાય, એની ધન્યરે કમાય,
સ્વાંતીના મેહુલા વરસાય;
ત્યાં તો સાચા મોતી થાય, આવોને જેશળરાયજીરે—પ્રેમ.
મોતી એરણમાં ઓરાય, પડે માથે ધણુ કેરા ઘાય,
ફટકીયા ફુટી જાય;
સાચાની ખળે ખબરૂં થાય, આવોને જેશળરાયજીરે—પ્રેમ.
નવલખ કોથળીઓ બંધાય, ત્યારે પુરા ગાંધીડા કહેવાય,
હીરા માણેક હાટે જઇ વેચાય;
એતો મુલે મોંઘા થાય, આવોને જેશળરાયજીરે—પ્રેમ.
જીવની ગતી ગુરૂની પાસ, જાણું મેં કસ્તુરીની વાસ,
તોળી રાણી તેજનો અંબાર;
સેવકોની લેવા આવે સાર, આવોને જેશળરાયજીરે—પ્રેમ.
નિત્ય ઉઠી નહાવા જાય, કોયલા ઉજળા ન થાય,
ગુણીકાનો બેટો બાપ કોને કહેવા જાય;
માવઠે કણ ના વેડાય, આવોને જેશળરાયજીરે—પ્રેમ.
દેખાદેખી કરવાને જાય, એતો નર અધુરીયાં કહેવાય,
હાથમાં દીવો લઇને કુવે પડવા જાય;
ચાર યુગની વાણી તોળી રાણી ગાય,
આવોને જેશળરાયજીરે—પ્રેમ.

૭૨ ભજન.

રાજા રામ અવતર્યા, એ વહાલે મારે,
પાણી ઉપર પાળ, બાંધી એ, તે આ—તે આ, તે આ, તે આ;
અમે તમે આરાધીએ જે, તે આ—તે આ, તે આ, તે આ-ટેક.

રાજા રાવણને, રણમાં રોળ્યો;
રાજ વિભીષણને, આલીયો એ, તે આ-તે આ, તે આ, તેઆ.

નરશી મહેતાને વહાલે, નાણાવટી કીધો;
હુંડી શીકારી હાર, આલીઓએ, તે આ-તે આ, (૨)—અમે.

નાગરી ન્યાતમાં, લજ્જા રાખી;
કુંવર બાઇનું મામેરૂં, પુરીયું એ, તે આ-તે આ, (૨)—અમે.

દ્રૌપદીની વહાલે, લજ્જા રાખી;
ત્રાગડે ત્રાગડે ચીર, પુરીયાં એ, તે આ—તે આ, (૨)—અમે૦

કપટી કૌરવને, ઝાંખા કીધા;
પાંડવોને ઉજળા, કરીયાં એ, તે આ—તે આ, (૨)—અમે૦

વંદ્રાવનમાં, ગૌધેન ચારી;
વ્રજનારી સંગ, રમીયા એ, તે આ—તે આ, (૨)—અમે૦

ગોકુળથી વહાલો, મથુરાંમાં પધાર્યા,
મામા કંસને, મારીયો એ, તે આ—તે આ, (૨)—અમે૦

ચેતનહારા, કેમ નથી ચેતતો;
રાત દિવસ, જપું છું એ, તે આ—તે આ, (૨)—અમે૦
નામાનો આ, સ્વામી શામળીઓ;
સાંભળ લોચા, કહું છું એ, તે આ—તે આ, (૨)—અમે૦
સાન કરીને, તુજને સમજાવું;
મારૂં વચન, માની લે એ, તે આ—તે આ, (૨)—અમે૦

૭૩ ભજન.

લોભી, આતમને સમજાવું;
મારા, સદ્‌ગુરૂજીને, પુછું રૂડા જ્ઞાન બતાવેજી—ટેક.
હંસલા મેલીને, બગલાને કોણ સેવે;
બગલા, બાહેર ધોળાને મનના મેલા—મારા૦
હીરલા મેલીને, પથરાને કોણ સેવે;
પથરા, બહેર ભીનાને, અંદર કોરા—મારા૦
કેસર મેલીને, કેસુડાને કોણ સેવે;
કેસુડા, બાહેર રાતાંને, મુખના કાળા—મારા૦
સુગરા મેલીને, નુગરાને કોણ સેવે;
નુગરા, નિશ્ચે નરકે, લઇ જાવે—મારા૦
સોભાજીનો, ચેલો દેવો પંડીત બોલ્યા;
મારા, સંતોનો, બેડલો સવાયો—મારા૦

૭૪ ભજન.

ના વિસારીએ રૂડા, હૃદયમાંથી રામ, ના વિસારીએ—ટેક.
હરતાં જઇએ, ફરતાં જઇએ, કરીએ ઘરનું કામ;
હરીગુણ ગાતાં, જીભલડી તુંને, શું બેસેછે દામ—ના વિ.
પગ આપ્યા, તિરથ કરવા, હાથ સેવા કરવા શ્યામ;
નયન આપ્યા, પ્રભુ નીરખવા, કીરતન સાંભળવા કાન-ના વિ.
હું તુંને વારૂં, જીભલડી તું, મેલ્યને આળ પંપાળ;
એક દીન એવો આવશે, જેમ માતા વછોડે બાળ—ના વિ.
માનવનો, અવતાર ફરી ફરી, નહીં મળે મન માન;
આવ્યા તેવા, ચાલતા થાશો, મુકી માન ગુમાન—ના વિ.
કેશવ કહે, સાંભળ પ્રાણી, કહેવું મારૂં માન;
અડધે વચને, આપ્યું છે, ગજ ગુણીકાને વૈમાન-ના વિ.

૭૫ રાગ--પીલુ.

રામકો આધાર, તેરે નામકો આધાર;
સીતા રામકો આધાર, તેરે નામકો આધાર—ટેક.
ખેલત ખેલત ગેંદ ગીરી, જમુના બીચ ડારોરે;
ગેંદ કારન કુદ પરે, નંદકો દુલારો—તેરે નામકો.
કાલીનાગ નાથ્યો તુમ, જાનત જગ સારોરે;
ગજ હસ્તીકો દંત તોર્યો, કંસકો પછાર્યો—તેરે નામકો.

ભકતનકો ભીર પરી, જાહી ખંભ ફાર્યોરે;
હીરણાકંશ મારકે, પ્રલ્હાદકો ઉગાર્યો—તેરે નામકો.

આંધરેકું એક આંખ, તુમહી આધારારે;
બેર બેર બિનતી કરત, સુરહી બીચારા—તેરે નામકો.

૭૬ રાગ—દેશ.

વારી જાઉંરે શામળીઆ, શરણે રાખજોરે—ટેક.
અધમ ઉદ્ધારણ છો તમે સ્વામી, હું કપટી ને ક્રોધી કામ
મહેર કરીને માવા, હૃદયે આવજોરે—વારી.

હરિ સ્મરણ મેં કાંઈ ન કીધું, ધાઇ ધુતી ધન ભેળું કીધું
વિનંતી મારી છે એજ, અરજ ઉર ધારજોરે—વારી.

નારાયણનું નામ ન જાણ્યું, પરદારામાં મન લપટાણું;
શરણે આવ્યો છું નાથ, મુંને સંભાળજોરે—વારી.

લખીરામના સ્વામી શામળીઆ, મહેર કરીને મુજને મળીર
મળીઆ સૌને સવાયું, લેહેર્યું આવજોરે—વારીજાઉંરે.

૭૭ ભજન.

કાનુડા તારી, મોરલી અમને,
દુઃખડાં દીએછે દાડી દાડી—ટેક.

માઝમ રાતની, મધુરા સ્વરની વહાલાજી, મોરલી કેણે વગા
હું રે સુતીતી, મારા શયન ભુવનમાં મુંને, નીંદ્રામાંથી જગાડી-

સાસુ સસરાથી, અછતી હું ઉઠી વહાલાજી, હળવે હળવે
બાર ઉઘાડી;
વ્યાકુળ થઇ હું તો, તનડામાં મારા, પહેરતાં ભુલી ગઇ સાડી-કા.
કયોરે કબાડી તું ને, કાપીને લાવ્યો વહાલાજી, કયેરે સુતારે
તું ને સવાંરી;
શરીર જોને તારૂં,સંઘાડે ચડાવી તારા,પંડડામાં છેદપડાવી-કા.
મોરલી કહે હું, કામણગારી વહાલાજી, છું હું વ્રજકેરી નારી;
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા, તનડામાં તાપ
સમાવી—કાનુડા તારી.

૭૮—ભજન.

લાગ્યા શબ્દના બાણરે, એના પ્રેમે વિંધાયલ પ્રાણ;
ભજનમેં, ખુબ ખેલના હોજીવોરે,
જેને લાગ્યા શબ્દના બાણજી—ટેક.
સાહેબકા ઘર દુર હે બંદા, જૈસી લંબી ખજુર;
ચડે તો રામરસ ચાખલે મન, પડે તો ચકમાચુર—ભજનમેં.
માખી બેઠી મધપે બંદા, પાંખડીયે લપટાય;
ઉડણકા સંશય ભયા મન, સમજ સમજ પસ્તાય—ભજનમેં.
તેરા સાહેબ તુજમેં બંદા, જયું પથ્થરમેં આગ;
જો ચાહે દીદારકું મન, ચકમક હોઇને લાગ—ભજનમેં.

કયા બખ્તરકા પેહરના બંદા, કયા ઢાલોકી ઓથ;
શુરા હોય તે સનમુખ રહેવે, એક ભજનકી ચોટ—ભજનમેં.
હાડ જલે જયું લકડી જલે, અને જલ જલ જલે શરીર;
રામાનંદકી ફોજમેં એક, સનમુખ લડે કબીર—ભજનમેં.

૭૯—ભજન.

શું કરવું છે મારે, શું રે કરવું છેરે;
હીરા માણેકને મારે, શું કરવું—ટેક.
મોતીની માળા રાણા, શું કરવી છેરે;
તુળસીની માળા લઇને, પ્રભુ ભજવું છેરે—હીરા.
હીરના ચીર રાણા, શું કરવાં છેરે;
ભગવી ચીંથરીઓ પહેરી, મારે ફરવું છેરે—હીરા.
મહેલને માળ રાણા, શું કરવાં છેરે;
જંગલ ઝુંપડીએ જઇને, મારે વસવું છેરે—હીરા.
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણરે;
અમર ચુડલો લઇને, મારે મરવું છેરે—હીરા.

૮૦ રાગ—ભૈરવી.

ઐસે પાપી નર હોવેંગે, ઐસે કુડે નર હોવેંગે, કલીયુગમેં-ટેક.
પઘડી બાંધે, પેચ સંભાલે, ઠુમક ઠુમક પાંવ દેઇંગે રામ,
ઠુમક ઠુમક પાંવ દેઇંગે;
ગલીયોંકે બીચ ફીરે બાવરે, નાર પરાઈ પાપી, તકતા ફીરેંગે
કલીયુગમેં—ઐસે.

ભુખ્યે પ્યાસે સાધુ આવે, ચપટી ચુન ન દેઇંગે રામ, ચપટી
ચુન ન દેઇંગે;
જબ રાજાકા દંડ પડેગા, રોક રૂપૈઆ પાપી, ગીન ગીન દેઇંગે
કલીયુગમેં—ઐસે.
માત બેનકું કછું ન ગીનેંગે, દીલ બીચ પાપ ધરેંગે રામ,
દીલ બીચ પાપ ધરેંગે;
સાલા સંઢવા નિત્ય જીમાવે, ભાઇઓસેં પાપી, બૈર લડેંગે
કલીયુગમેં—ઐસે.
લાલ ખંભ લોહેકા ધગાયા, ઉનસેં બાથ ભરેંગે રામ, ઉનસે
બાથ ભરેંગે;
તુલસીદાસ ભજો ભગવાના, પાપ ધરમ દોનું, સંગમેં ચલેંગે
કલીયુગમેં—ઐસે.

૮૧ રાગ—ભૈરવી.

હરી શાઇ મંગવાઇ, દોત કલમ—ટેક.
દોત કલમ હરી શાઇ મંગવાઇ, પુરજા લખી બનાઇ રામ,
પુરજા લખી બનાઇ;
પહેલે નામ લીખો હરિ અપને,
પીછે લખી લછમનકી લડાઇ—દોત.
મેધનાદ રાવનકા બેટા, ઉભો ચાંપ ચડાઇ રામ, ઉભો ચાંપ ચડાઈ
હૈ કોઈ ઐસા દલમેં યોદ્ધા, સનમુખ હોકે મોંસે કરત
લડાઈ—દોત.

શક્તિકો બાણ છુટા લછમનકો, લગો ભુજામેં જાઇ રામ,
લગો ભુજામેં જાઇ;
ભુજા ઉડી સો ગઈ મંદીરમેં, શીશ ઉડે જહાં બેઠે રઘુરાઇ—દોત.
મંદીરસે એક મદ ભરી નીકસી, નયન નીર ભર લાઇ રામ,
નયન નીર ભર લાઇ;
તુલસીદાસ ભજો ભગવાના, મેઘનાદ યોદ્ધા હાર ગયોલડાઇ-દોત

૮૨ રાગ—ભૈરવી.

સંતન સુખદાઇ, જય ગંગે;
ભક્તન મન ભાઇ, જય ગંગે—ટેક.

સાઠ હજાર બરસ તપ કીનો, સગર સૂરજ કુલમાંઇ,
મૈયા સગર સૂરજ કુલમાંઇ;
ખટદિલીપ અગહન તપ કીનો, ભગિરથ લાયો તોસેં
પ્રેમ લગાઇ—જય ગંગે.

મંદાકીની ગઇ સુરપુરકોં, બૈતરની પાતાલ પઠાઇ, મૈયા
બૈતરની પાતાલ પઠાઇ;
સુરસરી મીલનેકે કારન, ભગિરથકે સંગ ચલી
ચલી આઇ—જય ગંગે.

સતયુગ દ્વાપર ત્રેતા કલીયુગ, ચારે યુગે મહીમાઇ, મૈયા
ચારે યુગે મહીમાઈ;

બિષ્ણુકે ચરન બ્રહ્માકે કમંડલ, શિવ શંકરકી
જટામેં સમાઇ—જય ગંગે.
અંત સમયકે માંહી ભવાની, એકબુંદ તેરા મીલજાઇ,
મૈયા એકબુંદ તેરા મીલજાઇ;
માધવદાસ વો સુરપુર જાઇ, ગંગ સમાના ઔર
કોઇ નાંઇ—જય ગંગે.

૮૩—ભજન.

શું કરૂં રાજ તારૂં, શું કરૂં પાટ તારૂં,
ચિત્તડા ચોરાણાં તેને શુંરે કરૂં, એ રાણા શુંરે કરૂં—ટેક.
ભુલી એ ભુલી રાણા, ઘરડાનાં કામ;
અન્નડા ન ભાવે નેણે (૨) નીંદ્રા હરામ—તેને શુંરે કરૂં.
માવા તારી વાંસલડીમાં, ભરી મોણવેલ;
ઘડીક ઉભેરાં રહોતો (૨) ભરી લઉં હેલ—તેને શુંરે કરૂં.
ચીતોડ ગઢને મીરાં રાણી, ચોરે વાતું થાય;
માનો મીરાં રાણી (૨) જીરવ્યું ન જાય—તેને શુંરે કરૂં.
ઉભી ઉભી બજારમાં, ગજ ચાલ્યો જાય;
શ્વાન ભસે તેને (૨) લજ્જા ન લગાર—તેને શુંરે કરૂં.
નીંદા મરને કરે રાણાજી, નગરના લોક;
ભજન ભુલું તો મારો (૨) ફેરો થાય ફોક—તેને શુંરે કરૂં.

મનમાં ભજો મીરાં રાણી, નારાયણ નામ;
પ્રગટ જો ભજવા હોય તો (૨) છોડો મારાં ગામ—તેને શું રે.
ઘણું સમજાવે રાણા, નગરના લોક;
વનડાનું વાંકૂળ તેને (૨) શીખામણ ફોક—તેને શું રે કરૂં.
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ;
તમને ભજીને હું તો (૨) થઇછું ન્યાલ—તેને શું રે કરૂં.

## નરસિંહ મેહેતાની હુંડી.

૮૪—રાગ—લાવણી.

નરસી મેહેતા ભગત હરિના, જુનાગઢના રેહેવાસી;
હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તિરથવાસી—ટેક.
આવી ગામમાં પુછવા લાગ્યા, મોટા મોટા શેઠ શાહુકારને;
સાતસો એક રૂપિયાની હુંડી, દ્વારકાની આપો અમને.
સરવે મળી મનસુબો કીધો, મોકલ્યા મેહેતા નરસી કને;
તે તમોને હુંડી લખી આપશે, લાગ્યા મશ્કરી કરવાને.

ઝુલ.

મેહેતાને ઘેર આવ્યા ચાલી,
બેસાર્યા છે આસન આલી;
મેહેતા વાત પુછેછે પહેલી,
ક્યાંથી આવ્યા ક્યાં જાઓછો છેલી.

અમે નીકળ્યા તિરથ કરવા, દ્વારકાથી જઇશું કાશી—હુંડી.
હળવે રહીને કહે પરદેશી, મેહેતા વાત મારી સાંભળો;
ઘેર તમારે રૂપિયા દઇયે, તેની હુંડી કરી આપો.
સાતસો એક સુરતી સિક્કાના, થેલી લઇ ધરમાં મુકો;
કાગળનો કટકો લખી આપો, તે ઉપર હુંડી કરી આપો.

ઝુલ.

મેહેતા લઇને પત્ર લખે છે,
સૂરજની માંહે શાખ કરેછે;
શામળશાનું નામ લખે છે,
આપશો તો મારી લજ્જા રહેશે.

કાગળનો કટકો લખી આપ્યો, ચાલ્યા ત્યાંથી પરદેશી—હુંડી.
પરદેશીને પંથ વળાવી, મેહેતા વાત પુછે સૌને;
આ ધનને આપણે શું કરીયે, ખવરાવી દયો સાધુને.
ઘી ખાંડ ને ઘઉં મંગાવી, લાગ્યા રસોઈ કરવાને;
ભાવતાં ભોજન બનાવી, થાળ ધરાવ્યો ઠાકોરને.

ઝુલ.

સો એક સાધુ થયા એકઠા,
ફેંકી દીધાછે સૌના એઠાં;
મેહેતા હતા તેવા થઇ બેઠા,
નાહી ધોઇ મંદીરમાં પેઠા.

હાથ જોડીને અરજ કરૂં, મારી લજ્જા રાખજો અવિનાશી-હું.
હવે વાત કહું પરદેશીની, આવ્યા જ્યાં દ્વારકા મહી;
મોટા શાહુકારોને પુછે, શામળશાની પેઢી કઇ.
આ રે નગરમાં નથી શામળશા, ઘેલા થયા કે અક્કલ ગઇ;
તેમ તેમ ફાળ પડેછે પેટમાં, રૂપિયા મળશે કે નહીં.

ઝુલ.

ખોળા ખોળી કરી નગરમાં,
નથી આવતું કોઇ નજરમાં;
ઠગ મળીયો એક જુનાગઢમાં,
ખોટી ચીઠી લખી આપી હાથમાં.

હાથ કપાળે દઇને બેઠા, ચારે જણા થયા ઉદાસી—હુંડી.
નરસી મેહેતાનું વચન રાખવા, શામળશા રૂપિયા લાવ્યા;
સામા સામી થયા એકઠા, પરદેશી કયાંથી આવ્યા.
અમે નીકળ્યા તિરથ કરવા, જુનાગઢ રૂપિયા ભરીઆ;
ખોટી ચીઠી લખી આપી હાથમાં, શામળશાને બતલાવ્યા.

ઝુલ.

અમે છીએ નરસી મેહેતાના,
લ્યો રૂપિયા સુરતી સિક્કાના;
નથી મેલા છે કોરા કકડતા,
તમારા રૂપિયા ખરી મેહેનતના.

સાતસો એક રૂપિયા ગણી આપ્યા, ચારે જણા ત્યાં થયા ખુશી-હું.
શામળશા જેગોપાલ કરેછે, રૂપિયા તમારા જાળવજો;
ભરી પુરીમાં રૂપિયા દીધા, મેહેતાજીને જઇ કહેજો.
રખે દીલમાં જરા હડબડતા, કામકાજ હોય તો કેહેજો;
મંછારામ સદ્‌ગુરૂને શરણે, સાચા ધણીને સમરજો.

ઝુલ.

ભક્તાધીન ભગવાન છે જેવા,
મળીયા નરસી મેહેતાને;
મંછારામ તમારે શરણે,
હાથ જોડીને કહેતાંહે.

હાથ જોડીને કરૂં વિનંતી, કાશી ગામકા રહેવાસી;
હુંડી કરાવવા આવ્યા ગામમાં ચાર જણા તિરથવાસી.

૮૫—રાગ—કવ્વાલી—ગઝલ.

ઇતના તો કરના સ્વામી, જબ પ્રાન તનસે નીકસે—ટેક.
ચાહે બંસી બટકા બટહો, ચાહે કાલીંદ્રીકા તૃટહો;
યહ મુર્તિ સદા મુજ ઘટહો, જબ પ્રાન તનસે નીકસે—ઇતના.
ચાહે બીંદ્રાબનકા સ્થલહો, મેરે મુખમેં તુલસી દલહો;
ચાહે કૃષ્ણ ચરનકા જલહો, જબ પ્રાન તનસે નીકસે—ઈતના.
યમુનાકે તૃટપે ખડાહો, બંસરીમેં સુરતો ભરાહો;
જબ તીરછા પાંવ ધરા હો, જબ પ્રાન તનસે નીકસે—ઇતના.

જબ શિરપે મોર મુગટહો, મુખડેપે કાલી લટહો;
યહ ધ્યાન સદા મુજ ઘટહો, જબ પ્રાન તનસે નીકસે—ઇતના.
જબ કંઠ પ્રાન આવે, કોઈ રોગ ના સતાવે;
યમ દર્શ ના દીખાવે, જબ પ્રાન તનસે નીકસે—ઇતના.
ઊસ બખ્ત જલ્દી આના, મુજકો ન ભુલ જાના;
નેપુરકી ધ્વની સુનાના, જબ પ્રાન તનસે નીકસે—ઇતના.
યહ નેકશી અરજ હે, માનો તો કયા હરજહે;
યહ સુરેકાં ગરજ હે, જબ પ્રાન તનસે નીકસે—ઇતના.

૮૬ રાગ—ભોજા ભક્તના ચાબખાનો.

સંસારમાં કોણ નાના કોણ મોટા, ભજન વિના ખાશો
જમના સોટા—ટેક.
આરે કાયાને તમે એવીરે જાણજો, પાણી તણા પરપોટા;
જીવવું થોડું ને જંજાળ ઘણેરો, વેપાર કરવા ખોટા—સંસારમાં.
આરે કાયાને જ્યારે ડાઘરે લાગતા, નિત્ય નહાતાને નિત્ય ધોતા;
માથડે તેલ ફુલેલ લગાડતા, સુંઘે ગુલાબના ગોટા—સંસારમાં.
સોનાની થાળીએ ભોજન જમતા, પીવા કંચનના લોટા;
છત્રપતિતો ચાલ્યા ગયા, જેના જગમાં મળે નહિં જોટા—સંસા.
ખાતાં ને પીતાં ખુબીયું કરતા, દુધ સાકર ને ચોખા;
કાળ અચાનક આવશે, ત્યારે થાશે તમને ધોખા—સંસારમાં.

નરનારીને ફાલફુલ બેશે પછી, સુખીયાં થઇને સોતા;
ખોળામાં આપીને ખેંચી લેશે, પછી રહેશો તમે તો રોતા—સંસા.
દેવ દરશન તમે મેલી કરીને, ભાંડ ભવાયા જોતા;
નારીના લુગડા નર પહેરતાં, મુરખના મન મોહતા—સંસારમાં.
આરે નેણુંમાં નીંદ્રા ઘણેરી, સેજ પલંગમાં સોતા;
ગુરૂને પ્રતાપે જીવણ બોલ્યા, જાણે જનમ્યા નહોતા—સંસારમાં.

૮૭ રાગ—ઓખાહરણની-ચોપાઇ.

ભક્તિ એવી રે ભાઇ એવી, તરશ્યાંને પાણી જેવી—ટેક.
એક જુવંતી જળ ભરવા જાયે, સામી સખીઓથી વાતો થાયે;
માથે બેડું ને લીયે તાળી, મુખે હસેછે વારી વારી;
બેડું ચિત્તથી નથીરે વીસરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું—ભ.
એક ચોર તે ચોરી કરેછે, પર મંદીર ફેરા ફરેછે;
વળી માઝમ રાત અંધારી, મુરખ ડરતો નથીરે લગારી;
પારકું ધન પોતાનું કરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું—ભક્તિ.
એક ભ્રમર કમળમાં રહેછે, તેને વાસના કેવી ગમે છે;
સાંજ પડીને કમળ બીડાયું, અકળાયો ને ક્યાંઇ ન જવાયું;
એને કમળની પ્રીતે મરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું—ભક્તિ.
એક મુંઢ મતિ નર જેહ, પરનારીની સાથે સ્નેહ;
જાયછે અધમ અધમ ડગ ભરતો, પરનારીની પુંઠે ફરતો;
એને શુળીની પેરે ડરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું—ભક્તિ.

એક જળ મધ્યે માછલી રહેછે, જળ મધ્યે આનંદ કરે છે;
કોઇ પાપીએ બારણે કાઢી, થઇ છે વ્યાકુળ ને પડી ટાઢી;
એને જળ વિનાનું મરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું-ભક્તિ.

જેમ બપૈયાને વરસાદ વહાલો, એવી હરિની ભક્તિ તમે ઝાલો;
કહેછે કલ્યાણ એણીપેરે તરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું-ભ.

૮૮ ભજન.

જીવણ મારો, હંસલો ગંગાજીમાં, નાહ્યેરે ગુરૂજી,
ભુલ્યા નર ભીંતુમાં ભટકાયરેજી-ટેક.

પોતાના મંદીરીયાની, ખબર નથી પડતીને,
પારકે મંદીરીયે પુજવા જાયરેજી;

પારકે મંદીરીયેથી પાછોજ વળીઓ,
ઇતો લક્ષરે ચોરાસીમાં જાયરે ગુરૂજી-ભુલ્યા.

સુમની પેઠે મુરખે, માયા ભેળી કીધીને,
ના તો ખરચે ને નવ ખાયરેજી;

જમડા આવશે જ્યારે જીવડો લેવાને,
એના જીવડાને મુક્તિ ન હોયરે ગુરૂજી-ભુલ્યા.

શુરાને સાધુ એ તો, સનમુખ રહેવેને,
કાયર કંપે મનમાંયરેજી;

મુરખ નરને ઘણું સમજાવે,
ઇતો ગાફલ ગોથાં ખાયરે ગુરૂજી—ભુલ્યા.
એક દિન અબળાને મોહોલે તો પધારોને,
દાસી તમારા ગુણ ગાયરેજી;
દાસી જીવણ સંતો ભીમ કેરે ચરણે,
એતો મીઠા મીઠા અમીરસ ખાયરે ગુરૂજી—ભુલ્યાનર.

૮૯ રાગ—આનંદ ભૈરવી.

ભજમન રામ ચરન સુખદાઈ—ટેક.
જીસી ચરનસે નીકસી સુરસરી, શંકર જટા સમાઇ;
જટા શંકરી નામ પરયો હે (૨) ત્રિભુવન તારન આઇ-ભજમન.
જેહી ચરનકી ચરન પાદુકા, ભરત રહ્યો લવલાઇ;
સોહી ચરન કેવટ ધોય લીને (૨) તબ હરિ નાવ ચલાઈ—ભજ.
સોહી ચરન સંતન જન સેવત, રહત સદા સુખદાઇ;
સોઇ ચરન ગૌતમ રૂષિ નારી (૨) પરસ પરમપદ પાઇ—ભજ.
દંડકવન પ્રભુ પાવન કીનો, રૂષીયન ત્રાસ મીટાઇ;
સોઇ પ્રભુ ત્રિલોકકે સ્વામી (૨) કનક મૃગા સંગ ધાઇ—ભજ.
કપિ સુગ્રીવ બંધુ ભય વ્યાકુળ, તીન જય છત્ર ફીરાઇ;
રીપુકા અનુજ બિભીષણ નિસીચર, પરસત લંકા પાઇ—ભજ.
શિવ સનકાદિક ઔર બ્રહ્માદિક, શેષ સહસ્ત્ર મુખ ગાઇ;
તુલસીદાસ મારૂત સુતકી પ્રભુ,નીજ મુખ કરત બડાઇ—ભજ.

૯૦ રાગ—દરબારી કાનરો.

પોપટ પાંજર નહિં તારૂં, અંતે ઉડી જાવું પરબારૂં—ટેક.
છે પરનો પણ પરિચયથી તું, માની બેઠો શું મારૂં;
તું ક્યાંનો આ પાંજર ક્યાંનું (૨) સમજે તો બહુ સારૂં—પોપટ.
મનુષ્ય દેહ છે મહાદુર્ગંધી, નર્ક સમાન નઠારૂં;
તેને તું કંચનમય માને (૨) આવડું શું અંધારૂં—પોપટ.
બીજું જોયા જેવું આ પણ, નામ છે કેવળ ન્યારૂં;
સર્વ પ્રકારે સાચવતો તું (૨) અંતે છે પડનારૂં—પોપટ.
સાર અસાર વિચાર કરે તો, છે ભવસાગરનું બારૂં;
કેશવ હરિ કારીગર તેને (૨) વિસરૂં નહિં સંભારૂં—પોપ.

૯૧ રાગ—ખ્યાલ.

શરદ રેન ઝુક રહી બનમેં પ્યારે,
મુરલી અધુરે ધરીરે—ટેક.
નેપુર કંકણ કંકણી બાજે, ગલે મોતીયનકી માલરે;
બાજુબંધ સૂરજકી જ્યોતિ (૨) કુંડલ મુગટ ધરેરે—શરદ.
શ્રવણ સુનત વિરહ તાપ ભયો હય, સુત પતિ છાંડ ચલીરે;
હરિ દરશનકી ભઇ પ્યાસી (૨) સો ચરનમેં આય પડીરે—શર.
દેખી સુંદર રૂપ મનોહર, તનકી દશા ગઇરે;
સુરદાસ પ્રભુ મન્મથ કોટીક, હરિને રાસ રચીરે—શરદરેન.

૯૨ ભજન.

નેડલો કરીએ કોઈ, સાચાની સંગાથે;
વરીયે શામળીયા, વરની સાથે, નાના–ટેક
હંસલો ને બગલો બેઉ જનમ સંગાથી, બેઉ ચાલ્યા એક વાટે;
હંસલાને જોઇએ, મોતીડાનો ચારો ( ૨ )
બગલો મોહ્યો તેની સાથે, નાના–નેડલો.
ચોર ને સાહુકાર બેઉ જનમ સંગાથી, બેઉ ચાલ્યા એક વાટે;
સાંજ પડી સાહુકાર સુઈ ગયો ( ૨ )
ધનડા ચોરાણા મોડી રાતે, નાના–નેડલો૦
સત્સંગ વિના સુધરે નહિં ને, તાળી ન પડે એક હાથે;
બોલ્યા રવિદાસ ગુરૂ ભાણ પ્રતાપે ( ૨ )
એતો વેદ વચન પ્રમાણે, નાના–નેડલો૦

૯૩ રાગ–બિહાગ.

બેહેર બેહેર નહિં આવે,
અવસર બેહેર બેહેર નહિં આવે–ટેક
જ્યું જાણે ત્યું, કરલે ભલાઇ, જન્મોજન્મ સુખ પાવે–અ.
તન ધન જોબન, સબહી જુઠો, પ્રાન પલકમેં જાવે–અ.
તન છુટે ધન, કૌન કામકો, કાયકું કૃપણ કહાવે–અ.
જાકે દિલમેં સાચ બસત હે, તાકું જુઠ ન ભાવે–અવ.
આનંદધન પ્રભુ, ચલત પંથમેં, સમરી સમરી ગુન ગાવે-અ.

૯૪ રાગ–ઠુંમરી.

નંદ જશોદાના ભાગ્યનો મહિમા, મુખ વરણ્યો નવ જાવેરે;
પુરષોત્તમ જેના પુત્ર થયા નિત્ય, ખોળામાં લઇને ખેલાવેરે-ટેક.
ધન્ય ધન્ય વ્રજની ભોમી સખી, જેની રજ વંદે ત્રિપુરારીરે;
અનંત બ્રહ્માંડ પતિ ત્યાં આવી, પ્રગટ્યા દેવ મોરારીરે–નંદ.
બ્રહ્માદિક સિદ્ધ રાજ મુનિ જેનું, ધ્યાન કરી કરી હાર્યોરે;
તે વહાલો ગોવાળના ઘરમાં, પ્રીત કરીને પધાર્યોરે–નંદ.
અક્ષર ધામથી અધિક થયું, આ નંદરાયનું ફળીયુંરે;
બ્રહ્માનંદના નાથને નીરખી, નેણ તણું ફળ મળીયુંરે–નંદ.

૯૫ રાગ––ઠુંમરી.

શ્રાવણ વદ આઠમ બુધવારી, નક્ષત્ર રોહીણી આયોરે;
અર્ધરાત જાતાં અવિનાશી, પુત્ર જશોદા જાયોરે–ટેક.

જય જયકાર થયો ત્રિલોકમાં, દેવત્રિયા મળી નાચેરે;
આંગણીયે બ્રહ્માદિક આવીને, વેદ તણી ધુની વાંચેરે–શ્રાવણ.

નંદરાય ઘેર ઉત્સવ ભારી, ઉલટ્યો ગોકુળ સારોરે;
ગોપી આય કહે જશોદાને, જીવો લાલ તમારોરે–શ્રાવણ.

જન્મ સુણી આવ્યાં સિદ્ધ ચારણ, ગાંધર્વ ઉભા ગાવેરે;
બ્રહ્માનંદના નાથને હેતે, વ્રજની નાર વધાવેરે–શ્રાવણ.

૯૬ રાગ—કવ્વાલી.

જગત હે રેનકા સ્વમા, સમજ મન કો નહિં અપના;
કઠીન હે લોભકી ધારા, બહે સબ જાત સંસારા—ટેક.
ઘડા જ્યું નીરકા ફુટા, પતા જ્યું ડાલીસે તુટા;
ઐસી નર જાન જીંદગાની,સમજ મન ચેત અભિમાની-જગત.
ભૂલો મતી દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા;
તજો મન લોભ ચતુરાઇ, રહો નિશંક જગમાંહી—જગત.
કુટુંબ પરિવાર સુત દારા, ઉસી દીન હોયગા ન્યારા;
નીકસ જબ પ્રાન જાવેગા, નહિં કોઇ સાથ આવેગા—જગત.
સદા મત જાનો એ દેહા, લગાવો રામસેં નેહા;
કટેગી જન્મકી ફાંસી, કહે કબીર અવિનાશી—જગત.

૯૭ રાગ—કવ્વાલી.

ઉમૈયાકે કંથ મતવાલા, ગલે બીચ રૂંઢકી માલા—ટેક.
હૈ નંદીપે અસ્વારી, સંગોમેં પાર્વતિ નારી;
લીયે બગલમેં દુંદાળા, ગલે બીચ રૂંઢકી માલા—ઉમૈયા.
ચલે શંકર ત્રિપુરારી, જટા બીચ ગંગ હૈ પ્યારી;
કમંડળ હાથ મૃગછાલા, ગલે બીચ રૂંઢકી માલા—ઉમૈયા.
ડમક ડમ ડમરૂં બાજે, તનક થેઈ થેઇ ધ્વની ગાજે;
અગડબમ બમ બજે તાલા, ગલે બીચ રૂંઢકી માલા—ઉમૈયા.

ગિરિ કૈલાસકે બાસી, મીટાદે કાલકી ફાંસી;
સમજકે લાજ રખવાલા, ગલે બીચ રૂંઢકી માલા—ઉમૈયા.

૯૮ રાગ—ઠુમરી.

શામળીયાજી ગોપાલ લાલને, કૈસે બજાઇ બેન;
શામરાને કૈસે બજાઇ બેન—(ટેક)
મોર મુગટ શીર છત્ર બીરાજે, સુંદર દીસે વાંકા નેન—શામ.
ઇત ગોકુળ ઇત મથુરા નગરી, બીચમેં ચરાવત ધેન—શામ.
ગેલ ઘાટપર રોકત ટોકત, મધુરી બજાવત બેન—શામરાને.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, ચરન કમલ સુખદેન—શામ.

૯૯ રાગ-વિષય વાત મમ માત.

મંગળકર નટવર મુરલીધર સુંદરવર સુખકારીજી;
શેઠ શામળા સેવક જનના, હરદમ સંકટ હારીજી
એ . . . .—મંગળ.

કિરિટ મુગટ કૌસ્તંભમણીધર, કમળાવર કંસારીજી;
પીતાંબરધર જય પુરષોતમ પ્યા . . . . રા, પ્રણત
કામ દમ ભારીજી;
શ્યામ શામના રસીક શિરોમણી, ગોવર્ધન ગિરધારીજી
એ . . . .—મંગળ.

### ૧૦૦—ભજન.

આવીને ઉતાવળા આપરે, રાખો મારી લાજ હરિ—ટેક.
દુરીજન લોકો મુજને, દુઃખડા દીયે દાડી દાડી;
પ્રગટયો છે પુરો, પરિતાપરે—રાખો મારી.
ભજનમાં ભંગ પાડે, ઉપાધી ઉપાવી આવે;
માપી ન શકાએ, પ્રભુ માપરે—રાખો મારી.
શાણા સિતાના સ્વામી, ખોળી શું મુજમાં ખામી;
પ્રગટીયા શું મારા, પ્રભુ પાપરે—રાખો મારી.
વિનંતી આ સુણી છેલ્લી, વ્હાર કરો વહાલા વેહેલી;
જપું છું તમારા, જશ જાપરે—રાખો મારી.

### ૧૦૧ રાગ—અમો અબળાને માયા.

મરી તો જાવુંછે માયા મેલીરે, મેલીરે, મેલી, માયા મેલી—ટેક.
કોડી કોડી ધન, ભેગુંરે કીધું;
સાથે ન આવે, અધેલીરે, અધેલીરે, અધેલી, માયા મેલી-મરી.
કોઇ તો બનાવે, બાગ બગીચા;
કોઇ તો બનાવે, હવેલીરે, હવેલીરે, હવેલી, માયા મેલી-મરી.
આરે કાયા તારી, કેશર વરણી;
માંહે તો વાવી છે, વિષ વેલીરે, વેલીરે, વેલી, માયા મેલી-મરી.
નરભેરામના, સ્વામીને સેવો;
પાજતો બંધાવો, પુર પેહેલીરે, પેહેલીરે, પેહેલી, માયા મેલી-મ.

૧૦૨—ભજન.

રામરસ ઐસા હે, મેરા ભાઇ (૨)
જો કોઇ પીવે અમર હો જાઇ—ટેક.
મીઠા મીઠા સબ કોઇ પીવે, કડવા પીએ ન કોઇ;
કડવા કડવા જો કોઇ પીવે, સબસે મીઠા હોઇ—રામરસ.
ઉંચા ઉંચા સબ કોઇ ચાલે, નીચા ન ચાલે કોઇ;
નીચા નીચા જો કોઈ ચાલે, સબસે ઉંચા હોઇ—રામરસ.
ધ્રુવને પીઆ, પ્રલ્હાદે પીઆ, ઓર પીઆ રોહીદાસ;
દાસ કબીરા ભરભર પીઆ, ઓર પીવનકી આશ—રામરસ.

૧૦૩ રાગ—કાલીંગડો.

જીંદગાની કૈસે ખોઇ,
હરી સ્મરણ ન કીનો મુરખ—ટેક.
મનુષ્યા જન્મ તું અવસર પામ્યો, ફેર જનમ ન હોઇ—જી.
અવસર ચુકયો ફેર પસ્તાવે, ચેત અબી મત સોઈ—જી.
રામ નામકો રાખ ભરોંસો, અંત સગોહે સોહી—જીંદગાની.
દાસ ઇચ્છા મત દોનું ખોવે, કર ચિંતવન ચિત્તપ્રોઇ—જી.

૧૦૪—ભજન.

મળ્યો મનુષ્ય જન્મ અવતાર, માંડ કરીને,
તેં ભજ્યા નહિં ભગવાન, હેત કરીને;
અંતે ખાશો જમના માર, પેટ ભરીને,
તેથી રામ નામ સંભાર—ટેક.

ગઈ પળ પાછી ફેર ન આવે, મુરખ મુંઢ ગમાર;
ભવસાગરની ભુલવણીમાં (૨) વિતી ગયા જુગ ચાર,
ફેરા ફરીને—મળ્યો મનુષ્ય.
જઠરા અગ્નિમાં જુગતે રાખ્યો, નવ માસ નીરધાર;
સ્તુતિ કીધી અલબેલાની (૨) બાર ધર્યો અવતાર,
માયામાં મોહીને—મળ્યો મનુષ્ય.
કલીયુગ કુડો રંગે રૂડો, કહેતા ન આવે પાર;
જપ તપ તિરથ કછુ ન કરીયાં (૨) એક નામ આધાર,
કૃષ્ણ કહીને—મળ્યો મનુષ્ય.
ગુરૂ ગમ પાયો મનમેં સાયો, જુગ્તિ કરી જદુરાય;
ગંગાદાસકુ જ્ઞાન બતાયો (૨) રામદાસ મહારાજ,
દયા કરીને—મળ્યો મનુષ્ય.

૧૦૫—ભજન.

મન કરી લેને વિચાર, જીવન થોડા,
તારા હરિ કથાની માંહે, કાન છે બોડા;
અંતે જાશો જમપુરી માંહે, જડશે જોડા,
તેથી રામ નામ સંભાર—ટેક.
મોર મુગટ ધર્યો શીર ઉપર, દર્પણ કર મોઝાર;
વેઢ વિંટીયું હાર ગળામાં ( ૨ ) ખુબ ધર્યો શણગાર,
પગમાં તોડા—મન કરી લેને.

હસ્તિ ઉપર કનક અંબાડી, ખમા કહે છડીદાર;
રથ મિંયાના ઉંટ પાલખી, (૨) કહેતાં ન આવે પાર,
ચડવા ઘોડા—મન કરી લેને.
લોભ ન મુકે કામ ન ચુકે, ઘર ધંધાની માંય;
મુરખ મનવા કહ્યુ ન બુઝે (૨) તિરથ ગમનની માંય,
પાંવ છે ખોડા—મન કરી લેને.
સંસાર સાગર મહા જળ ભરીયો, રામનામકો ઝાઝ;
ગંગાદાસકું જ્ઞાન બતાયો (૨) રામદાસ મહારાજ,
ખરાની વેળા—મન કરી લેને.

૧૦૬ રાગ—કવાલી.

થવાનું ના થવાનું કહે, નજુમી કોણ છે એવો;
ન જાણ્યું જાનકિ નાથે, સવારે શું થવાનું છે.
અરે લંકેશ બહુ બળીયો, થયો બેહાલ ન જાણ્યું;
જગત સૌ દાખલા આપે, સવારે શું થવાનું છે.
જુવો પાંડવ અને કૌરવ, બહુ બળીયા ગણાયા છે;
ન જાણ્યું ભિષ્મ જેવાએ, સવારે શું થવાનું છે.
થઇ રાજા રમ્યા જુગટું, ગુમાવ્યું પત્ની સૌ સાથે;
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે.
અરે થઇ નારી શલ્યા તે, કહો શું વાત છાની છે;
જણાયું તે ન ગૌતમથી, સવારે શું થવાનું છે.

સ્વરૂપે મોહીની દેખી, સહુજન દોડતાં ભાસે;
ભુલ્યા યોગી થઇ ભોળા, સવારે શું થવાનું છે.
થવાનું તે થવા દેજે, ભલે મન મસ્ત થઇ રહેજે;
બની મસ્તાની જાણ્યું ના, સવારે શું થવાનું છે.
હજારો હાય નાંખે છે, હજારો મોજમાં મશગુલ;
હજારો શોચમાં છે કે, અમારૂં શું થવાનું છે.

૧૦૭ ભજન.

પામર પ્રભુરસ તે શું પીયે, પીએ હરીનારે જન—ટેક.

હરીગુણ ગાવામાં હોંશીલા, જગમાં હરીનારે જન;
ખર શું ખાઇ જાણે ખીરને, મલકે ઉકરડે મન—પામર.

કાગ મોતીને શું કરે, મોતી ભરખે મરાળ;
પાન બીડાં શા પાડાને, પાડો શોધે પરાળ—પામર.

અંધા આગળ શી આરશી, સમજે છાણા સમાન;
બેહેરા આગળ શું બોલવું, કેમ કરી ઉઘડશે કાન—પામર

ભમરે ગીંગાને ભોળવી, બધો દેખાડયો બાગ;
જોતાં વાડીનાં ઝાડવાં, ભાગ્યો વિષ્ટાનો ભાગ—પામર.

શ્વાન ના સમજેરે સંપમાં, અગણિત દેતાં ઉપદેશ;
નજરે ન્યાતીલા ન્યાળીને, દીલમાં દાખવશે દ્વેશ—પામર.

અન્નનાં ભોજન શા ઉંટને, રીઝે ઝાંખરાં જોઇ;
ઈંતડી વળગી અડાણમાં, પીશે પય છાંડી લોહી—પામર.
પુરૂષોતન ઇચ્છે પાવૈઓ, એકે ન મળે ઇલાજ;
કાળી કામળને કીર્મજનો, રંગ ન લાગે રૂષીરાજ—પામર.

૧૦૮ ભજન.

પ્રભુરસ પ્રેમીજન પી શકે,
હરીરસ હરીના જન—ટેક.
ઠરશે કંચનના થાળમાં, ડુંગરી વાઘણનું દુધ;
ત્રાંબા પીતળમાં નહિં ટકે, સો વાર કરીએ શુદ્ધ—પ્રભુરસ.
સોમવલ્લી સંસારમાં, પચવે બ્રાહ્મણનો પુત્ર;
વામશે બીજી સહુ વર્ણ તે, શું થાય ધાર્યેથી સુત્ર—પ્રભુરસ.
ખારા જળનીરે માછલી, મીઠા જળમાં મરી જાય;
ખાશે કુતરૂં ખીર તો, ઉલક ઓચિંતી થાય—પ્રભુરસ.
અફીણ કેરીરે ઈયળને, મળશે ગોળેથી મ્હોત;
જળરૂતુ પામીને જવાસા, સુકાય શાખા થડ સોત—પ્રભુરસ.
આખા જગનીરે આંખ્યોને, સૂરજ ઉગ્યે સુખ થાય;
ઉલુક જગતમાં અભાગીયાં, દિવસે કાંઈ ન દેખાય—પ્રભુરસ.
સેવે સાકરને શ્રીમંતો, કરવા સુંદર કાય;
ખર જો કાંકરો ખાય તો, જીવનું જોખમ થાય—પ્રભુરસ.

મોંઘા મખમલના મ્હોઢીયાં, મઢતાં બગડે પખાજ;
દઇને આટલા દાખલા, રચના કીધી રૂષીરાજ—પ્રભુરસ.

૧૦૯ રાગ—ધનાશ્રી.

જમુનામેં કુદ પર્યો, કનૈયો તેરો,
જમુનામેં કુદ પર્યો—ટેક.

કાળો કાળો નીર, કાલીંદ્રીકો ભરીયો;
નીર તો દેખીને ના ડર્યો—કનૈયો તેરો.

માતા જશોદાજી, રૂદન કરે છે;
નયનુંમેં નીર ભર્યો—કનૈયો તેરો.

ટચલી આંગળીએ વહાલે, ગોવર્ધન તોળ્યો;
ઈંદ્રકો માન હર્યો—કનૈયો તેરો.

બાઇ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ;
ચરણુમેં ચિત્ત ધર્યો—કનૈયો તેરો.

૧૧૦ રાગ—ધનાશ્રી.

ગોવીંદ લીનો મોલ, માઇ મેંતો,
ગોવીંદ લીનો મોલ—ટેક.

કોઇ કહે હલકા, કોઇ કહે ભારી;
મેંને લીનો ત્રાજવે તોલ—માઇ મેંતો ગોવીંદ.

કોઇ કહે સસ્તા, કોઇ કહે મોંઘા;
કોઇ કહે હૈ, અનમોલ—માઇ મેંતો ગોવીંદ.

બિન્દ્રાબનકી, કુંજ ગલનમેં;
મેંને લીઆ બજાકે ઢોલ—માઈ મેંતો ગોવીંદ.

બાઈ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ;
એતો પૂર્વ જન્મકા બોલ—માઇ મેંતો ગોવીંદ.

૧૧૧ રાગ—ધનાશ્રી.

રામ રમકડું જડીયું, રાણાજી અમને,
રામ રમકડું જડીયું—ટેક.

નહિંરે સોનાનું રાણા, નહિંરે રૂપાનું રે;
નહિંરે સોની ઘરે ઘડીયું—રાણાજી અમને.

ચૌદે ભુવનમાં રાણા, નથી કાંઇ છાનું રે;
પાતાળમાં પરવરીયું—રાણાજી અમને.

મોટા મોટા મુનિવર રાણા, મોહીને રહ્યાછે રે;
ઝીણાની નજરૂંમાં જડીયું—રાણાજી અમને.

બાઇ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ;
હૃદય કમળ મધે જડીયું—રાણાજી અમને.

૧૧૨ રાગ—ભૈરવી.

લછમન ધીરે ચલો મૈં તો હારી,
રઘુબીર ધીરે ચલો મૈં તો હારી—ટેક.
ચલત ચલત મેરે, પૈયાં દુખત હૈ;
ધુપ પડત શીર ભારી—લછમન.
એક તો ભારી મેરી, પાંવકે પૈંજન;
દુસરી શરીર સંભારી—લછમન.
થોરીક વીલંબ, કરો સરજુ ત્રટ;
બાંધુ મેરા ચીર સંભારી—લછમન.
આગ લગો ઈન, અવધપુરીકોં;
જીન મોહે બનકો કારી—લછમન.
તુલસીદાસ પ્રભુ, બનકો સીધારે;
સોચત જનક દુલારી—લછમન.

૧૧૩ રાગ—ગોકુળીઉં રૂડું ગામડીયું.

બીહારીજી કબ ન હરો મેરી પીર—ટેક.
આપહી જાયે, દ્વારીકામેં છાંયે;
ભયે કુબરી કે મિત્ર—બીહારીજી.
જબસેં ગયે મેરી, શુદ્ધ હું ન લીની;
તન મન ધરત નહિં ધીર—બીહારીજી.

ચંદ્રસખી ભજ, બાલકૃષ્ણ છબી;
માફ કરો તકસીર—બીહારીજી.

૧૧૪ રાગ—મુંને ઘડી નથી વિસરતા રામ.

વહાલીડા ચડજ્યો વ્હારેરે, બળવંતા બેલી;
કપાશે બંધન ક્યારેરે, બળવંતા બેલી—ટેક.
વાહાલાજી મારા નથી, આ વેળા કોઇ મારૂં;
છે શરણું એક તમારૂં રે, બળવંતા બેલી—વહાલીડા.
વાહાલાજી મારા વડાઇ, આપની વિચારો;
અપરાધ ન જોશો મારોરે, બળવંતા બેલી—વહાલીડા.
વાહાલાજી મારા સગપણ, તમારૂં એક સાચું;
બીજું તો સરવે કાચુંરે, બળવંતા બેલી—વહાલીડા.
વાહાલાજી મારા પિતા, તમેને તમે માતા;
ભુદરજી મારા ભ્રાતારે, બળવંતા બેલી—વહાલીડા.
વાહાલાજી મારા તમે, છો દીન કેરા બંધુ;
શામળિયા ગુણના સિંધુરે, બળવંતા બેલી—વહાલીડા.
વાહાલાજી મારા નબળી, વખતના છો નાણું;
જગ સરવે મિથ્યા જાણુંરે, બળવંતા બેલી—વહાલીડા.
શરણાગત કેરી સંભાળ, સ્વામી છો લેનારા;
રૂષિરાજ રૂદયે રહેનારારે, બળવંતા બેલી—વહાલીડા.

૧૧૫ ભજન.

ગોકુળીઉં નાનું ગામડીઉં શામાટે આવો શ્યામ,
શામાટે આવો શ્યામ, શામાટે આવો શ્યામ—ટેક.
પ્રથમ વિસારી, ધેનુ હતી પ્યારી;
હવે તો ભુલ્યા, બાવા નંદજીનું ધામ—ગોકુળીઉં.
મથુરાંની અંદર, મણીમય મંદીર;
આ માટીથી બનેલાં તમને, ક્યાંથી ગમે ધામ—ગોકુળીઉં.
કુબજા નારી, કંસ તણી દાસી;
તેમાં જઇ લોભાણા, ભુલી ગયાછો તમામ—ગોકુળીઉં.
કહે કવી પીંગળ, મુરતી છે મંગળ;
મારે હૃદયે વસોતો, મારે શું છે બીજું કામ—ગોકુળીઉં.

૧૧૬ રાગ—ભૈરવી.

મન તું ગમાર થામાં, દોષમાં દબાઇ જામાં—ટેક.
રાચ્યું કેમ રાગ રંગે, સુખ ભોગને પ્રસંગે;
સુત મિત્રને સગામાં, મનતું ગમાર થામાં—મન તું.
આ અમુલ્ય જન્મ પામી, હારમાં હવે હરામી;
ચર્મ ચૂંથ કાં નકામાં, મન તું ગમાર થામાં—મન તું.
સાર તું વિચાર વહાલા, ઠેબાં ખાય કેમ ઠાલાં ?
ઠોઠ કાં ન રહે ઠામાં, મનતું ગમાર થામાં—મન તું.

ભવજળ જાણુ ભારે, તે થકી ન કોઇ તારે;
તોરમાં હવે તણામાં, મન તું ગમાર થામાં—મન તું.
ક્રોધ કામ લોભ ચોર, ચોરે તારૂં ચારે કોર;
મોહ મત્સરે મરામાં, મન તું ગમાર થામાં—મન તું.
આધિઓ અનેક રાખી, વ્યાધિઓ વિશેષ સાંખી;
હાય વોયમાં હણામાં, મન તું ગમાર થામાં—મન તું.
વિવિધ ઉપાધિઓમાં, સુખી હોય કોક સોમાં;
દીનતા ભરી દશામાં, મન તું ગમાર થામાં—મન તું.
સુખ દુઃખ જોઇ જોઈ, દિન રાત રોઇ રોઇ;
ધન જન કાજ ધામાં, મન તું ગમાર થામાં—મન તું.
તન બળ બુદ્ધિશાળી, વિનય વિવેક વાળી;
સમજણ જાય વામાં, મન તું ગમાર થામાં—મન તું.
કેશવ કૃપાળુ હરિ, શોધી લે વિચાર કરી;
માણ તું પછી મઝામાં, મન તું ગમાર થામાં—મન તું.

૧૧૭ રાગ—ધનાશ્રી જંગલો.

તેંને મોંપે કૈસા જાદુ ડારા,
હો રંગીલે શ્યામ;
તેંને મોંપે કૈસા જાદુ ડારા—ટેક.

રસ ભરી તાન, સુની મુરલીકીરે;
મોહી તો રહ્યા છે જગ સારારે—રંગીલે શ્યામ.
કહારે કરૂં મેં કીત, જાઉં મેરી સજનીરે;
બસ કીયે, પ્રાન હમારારે—રંગીલે શ્યામ.
દાસ ઇચ્છાકી, અરજ તુમ સુનીયોરે;
પળ ભર નહીં કરૂં ન્યારારે—રંગીલે શ્યામ.

૧૧૮ ભજન.

મેં પણ દાસી રામ તોરી દાસી,
પીયા તુંમારા ચરણુકી;
મેં પણ દાસી તોરે રંગે રાચી,
દીનબંધુ દેવા આવો, ગોકુળ ગામડાના વાસી—ટેક.

સાખી.

શરીબાઇ કુંભારના બોલ સાંભળી, સુરતા રાખી મોરા શ્યામ;
નિંભાડામાંથી બચલાં ઉગાર્યા, તે'દી પ્રતીમા રાખી રામ.
પ્રહેલાદ કારણે થંભ ધગાવ્યો, તે'દી પેની ન ભરી પાછી;
તાતો થંભ તમે શીતળ કર્યો, તેમાં કઇ વાત કહી કાચી—મેં.

સાખી.

એક દીન ગજે કહ્યું ગિરધારી, અંતરજામી સુણી આરદાસ;
મહા જળમાંથી મુકાવ્યા, તે'દી પ્રભુ પધાર્યા એની પાસ.

ઝુંડને મારી જુજવા કીધાં, ફટકમાં ટાળી ગજની ફાંસી;
એણી તર્ક વહેલા આવો, તમે વંદરાવનના વાસી—મેં પણ.

સાખી.

કયા કહું કલીયુગકી, સંત ઓદ્ધારણ શ્યામ;
રધ રાખી રાણા તણી, કેશવ તમારા કામ.
ઝેરના કટોરા રાણાજીએ મોકલ્યાં, બાઇ હતા પ્રેમના પ્યાસી;
ઈરે વિખે મીરાં મુઈ હસ્તો, થાત જગતમાં તારી હાંસી—મેં.

સાખી.

મીરાંદે રૂપાંદે તોળાંદે રાણી, જેણે પ્રેમ લક્ષણા ભક્તિ પીછાણી;
સાચી ભક્તિ તો તારાદે તણી, જઇ વાડી ઘર વેચાણી.
નરસિંહ મેહેતાના મામેરાં પુર્યાં, થયા દીનબંધુ એની દાસી;
એમાંહેલું આજ કાંઇ ન સુઝે, વહાલા વાત કહું છું સાચી—મેં.

સાખી.

અધમ ઓદ્ધારણ અંતરજામી, સંભારી લે સેવકની સાર;
મહા ગુન્હા હોય તો માફ કરો, પણ દાસીને દીઓ દીદાર.
સંત ઓદ્ધારણ શ્યામ કહેવાણા, એમ શાસ્ત્ર કહે વાત સાચી;
દાસી જીવણ સંતો ભીમને ચરણે, હું તો રંગ તમારેજ રાચી—મેં.

૧૧૯ રાગ—હોરી.

શ્યામ શું સુતો સોડ તાણી,
રે તેં તો મારી પીડ ન જાણી—ટેક.

સમોવડ સમોવડ સુઇ રહ્યા શું, હેવા છો જુગદીશ;
કીડીના ઉપર શું કુવાડલો, મુજ રંક ઉપર શું રીસ—રે તેં તો.
વંદ્રાવન દ્રુમ શીતળ છાંયા, ત્રટ યમુનાના તીર;
રાધાજી તારા ચરણ તળાંસે, એવા પોઢયા શ્યામ શરીર-રે તેં તો.
માનીતીને કારણે લાવ્યા, પારીજાતકનું ઝાડ;
નરસૈયાને હાર આપતાં તુંને, શાનો ચડેછે પાડ—રે તેં તો.
ભક્ત પ્રલ્હાદની પ્રતીમા પાળી, ગજની લીધી સાર;
જરાસંધને મારી છોડાવ્યા, રાજા વીશહજાર—રે તેં તો.
નંદ વસુદેવ મ્હોતે મરી ગયા, મુજ રંક ઉપર શો ક્રોધ;
બેઉ કર જોડી ભણે નરસૈયો, તમે જાગોને જાદવ જોધ—રે તેં તો.

૧૨૦ રાગ—માહાઢ.

અવતારી છો ગિરધારી, તમપર વારી હો સુખકારી,
સુંદર શ્યામ;
વ્રજનારી સર્વે વીસારી, લીએછે કુંજબીહારી, નિત્ય
તમારૂં નામ—ટેક.
મધુવનમાં ગૌવનમાં, ગોપનમાં મુનિજનમાં, અંગનમાં
દિસોછો આપ;
દર્શનમાં પરસનમાં, મધુરી મુખલાવનમાં, તનમનના
ટાળોછો તાપ—અવતારી.

પાવાથી ગાવાથી, સાને સમજાવાથી, નહાવાથી જમુનાના નીર;
ઝટપટ બોલાવાથી, વશ કીધા જાવાથી, ખાવાથી ચોરીને
ખીર—અવતારી.
જળમાંથી થળમાંથી, બળમાંથી પળમાંથી, હાથી રાખ્યો
હુશીયાર;
છળમાંથી કળમાંથી, કૌરવના દળમાંથી, પાંડવનો ઉદ્ધાર—અ.
દુઃખ હરવા સુખ કરવા, ફરી નહીં અવતરવા, રંકની
સુણજો રાવ;
ચીત ઠરવા કૃત સરવા, જમડાથી નહીં ડરવા, ભય તરવા
પીંગળનો ભાવ—અવતારી.

૧૨૧ રાગ—નારાયણ નામ લેને તું પ્રાણીરે.

અનુભવી સંતનો, સંગ કરીએ રે;
મતના બાંધ્યા મુંઝાઇને ન મરીએ—ટેક.
નવા નવા ધર્મ, કલીયુગમાં ચાલેરે;
મીથ્યા વાદી મોટા, થઇને મહાલેરે;
હૈયાના ફુટયા, વેદથી અવળા ચાલે—અનુભવી.
ખટપટ ખટ, દરશાનમાં ભારીરે;
એની બાંધી જુગ્તી, ન્યારી ન્યારીરે;
હાથે કરીને, બ્રહ્મ સુખ ગ્યા છે હારી—અનુભવી.

એ પદ હરીએ, ગીતામાંથી ગાયું રે;
સાતમે અધ્યાએ, પારથને સંભળાવ્યું રે;
દુરમતીએ, ભ્રાંતી કરીને છપાવ્યું–અનુભવી.

અનુભવી આતમ, જ્ઞાન બતાવેરે;
પુરણ સુખ, અધીકારીને આવેરે;
જીવન જેથી, જન્મ મરણ દુઃખ જાયે–અનુભ.

૧૨૨ રાગ–ભૈરવી.

અભિમાન ધરે શા માટે? (૨)
આવ્યા સૌ એકજ વાટેરે—ટેક.

ખર ખોટી મોટાઇ કરે તે, થાપ કરેછે ત્રાટે;
ખોટા ખેલ બેલ મેલીદે, આખર એમ ન ખાટેરે–અભિમાન.

આડ ધડે ધાયો શું અંધા, ધન યોવનને કાંટે;
અંતે સૌની એક દશા છે, દાહ કરેકે દાટેરે–અભિમાન.

સુત દારા ખારામાં ખુંત્યો, ગોથાં ખાય ગપાટે;
ધામ ધરાદિક વૈભવમાંથી, ઝડપે કાળ ઝપાટેરે–અભિમાન.

નિતી ન્યાય ને પુણ્યમાં પ્રિતી, શમ દમ કર શીર સાટે;
ધર અંતરમાં કેશવ હરીને, જન્મ મરણ ખત ફાટેરે–અભિ.

૧૨૩ રાગ—ભૈરવી.

ભુજા મેરી તુટી, સુનો હનુમાન—ટેક.

સુનો હનુમાન ભુજા મેરી તુટી, તુમ મત જાનો જુઠી રામ,
તુમ મત જાનો જુઠી;

આઠ પહરે રામા દલમેં પેઠો,
કોન કુંવરને મેરી ખબર ન પુછી—સુ.

લંકામેં એક વૈદજ રહેતો, પર્વતમેં એક બુટી રામ,
પર્વતમેં એક બુટી;

ભરત શત્રુઘ્ન રહે ગયે ઘરકું,
કોન લાવે મેરી સંજીવન બુટી—સુ.

હનુમાનને કસણી જો કરી, શીરબજરંગી ટોપી રામ,
શીર બજરંગી ટોપી;

તુલસીદાસ ભજો ભગવાના,
છીનમેં લાવું તેરી સંજીવન બુટી—સુ.

૧૨૪ રાગ—સખી સ્વપ્ન મહીં.

મન હીત તણી શીખ આ સૂણજે,
દિલ ચ્હાય ભલે પ્રિય તો ગણજે;
કિરતાર નહિં કેમ યાદ કરે,
"બસ એક દિને મરવુંજ ખરે?"—ટેક.

ધનમાલ અને ઘરબાર તજી,
પડશે જવું હાય વિના મરજી;
સુત હારાં કુટુંબ સદા વરજી,
પડશે તુજને જવું આખરજી.

જેમ દોર તુટેજ પતંગ પડે, જેમ શુષ્ક થયેલું પુષ્પ ખરે;
એમ માન અરે મન મુરખરે "બસ એક દિને મરવુંજ ખરે?"

જન જે નીજ હું પદમાં ફરતા
મન ચ્હાય શું મોજ સદા કરતા;
નવ કોઇની શીખ રૂદે ધરતા,
પરમેશ્વરથી પણ ના ડરતા.

જન તે પણ કાળ ઝપાટે ચ્હડે, જેમ તેતર ઉપર બાજ ફરે;
જો યત્ન કરે પણ તે ઉગરે, "બસ એક દિને મરવુંજ ખરે?"

ધર ધ્યાન સદા ધરણીધરનું,
નવ કાજ તું જાણ અરે પરનું;
પરકાજ વિષે જર વાવર તું,
પરનું હિત પ્રાણ જતાં કર તું.

શીખ "શંકર" ની મન ધ્યાન ધરે,
કિરતાર નહિં કેમ સહાય કરે;
જગ નાયકનો ભરૂંસો કરરે, "બસ એક દિને મરવુંજ ખરે?"

૧૨૫ રાગ--સારંગ.

ઓ ભાઇરે શાન્તી પમાડે, તેને તે સંત કહીએ;
એના દાસના દાસ થઇને રહીએ—ટેક.
વિદ્યાનું મૂળ મારા ગુરૂએ બતાવ્યું,
ત્યારે મેતાનો માર શીદ ખાઇએ;
કીધા ગુરૂજીને બોધ નવ આપે,
ત્યારે તેના ચેલા તે શીદ થઇએ—ઓ૦
વૈદની ગોળી ખાતાં દુઃખ નવ જાય,
ત્યારે તેની ગોળી તે શીદ ખાઈએ;
લીધાં વળાવા ને ચોર જ્યારે લુંટે,
ત્યારે તેની સોબતે શીદ જઇએ—ઓ૦
કલ્પવૃક્ષ સેવીએ ને દારીદ્ર ઉભે,
ત્યારે તેની છાયામાં શીદ રહીએ;
રાજાની નોકરીમાં ભૂખ નવ ભાંગે,
ત્યારે તેની વેઠે તે શીદ જઇએ—ઓ૦
નામ અમૂલ્ય મારા ગુરૂએ બતાવ્યું,
ને તે તો ચોંટયું છે મારે હૈયે;
મેહેતા નરસિંહાની વાણી છે સારી,
શામળાને શરણે જઇએ—ઓ૦

૧૨૬ રાગ-ભૈરવી.

હમારે ચીર દીયો ગિરધારી—ટેક.
લેકર ચીર, કદમ ચડી બૈઠો;
હમ જલ બીચ ઉઘારી—હમારો ચીર.
તેરા ચીર સખી, જબહી મીલેંગા;
જલસેં હો જાવો ન્યારી—હમારો ચીર.
જલસેં ન્યારીમેં, કીસ બીધ હોવે;
આવત લાજ તીહારી—હમારો ચીર.
એક સખી મન, રીસ ભઇ હૈ;
જલસેં નીકસ ગઇ બારી—હમારો.
સુરદાસ પ્રભુ, રાંકે બાસી;
તુમ જીતે મેં હારી—હમારો ચીર.

૧૨૭—ભજન.

દોરંગા સાથે નવ, બેસીએજી,
એમાં પત પોતાની જાયે રે—લ્યો—ટેક.
ઘડીમાં ચડે રંગ, ઘડીમાં ઉતરેજી;
ઘડીમાં વૈરાગી બની જાયે રે—લ્યો—દોરંગા.
ઘડીમાં ગુરૂ, ઘડીમાં ચેલકાજી;
ઘડીમાં પીર થઇ પુંજાયે રે—લ્યો—દોરંગા.

કામી કપટી ને લોભી લાલચુજી;
એ તો પરને દુઃખે નહીં દુખાયે રે—હ્યો—દોરંગા.

ગુરૂને પ્રતાપે જીવણ, બોલીયાંજી;
એ તો નિશ્ચે ચોરાશી લઇ જાયે રે—હ્યો—દોરંગા.

૧૨૮ રાગ—સીંહાનો કાનરો.

જો તુમ તોડો પિયા, મેં નહીં તોડું;
તોરી પ્રીત તોડી કૃષ્ણ, કોન સંગ જોડું—ટેક.

તુમ ભયે તરૂવર, મેં ભઇ પંખીયા;
તુમ ભયે સરોવર, મેં તેરી મછીઆ—જો તુમ.

તુમ ભયે ગિરીવર, મેં ભઇ ચારા;
તુમ ભયે ચંદા, હમ ભયે ચકોરા—જો તુમ.

તુમ ભયે મોતી પ્રભુ, હમેં ભયે ધાગા;
તુમ ભયે સોના, હમ ભયે સ્વાગા—જો તુમ.

મીરાં કહે પ્રભુ, બ્રજકે બાસી;
તુમ મેરે ઠાકોર, મેં તેરી દાસી—જો તુમ.

૧૨૯ રાગ—ધનાશ્રી.

ગંગા જમુના તીર,
ચાલો મન, ગંગા જમુના તીર—ટેક.

ગંગા જમુના, નીરમલ પાની;
શીતલ હોત શરીર—ચાલો મન.

બંસી બજાવત, ગાવત કાના;
સંગ લીયે બલવીર—ચાલો મન.

મોર મુગટ, પીતાંબર શોભે;
કુંડલ ઝલકત હીર—ચાલો મન.

મીરાં કહે પ્રભુ, ગિરધર નાગર ;
ચરન કમલ પર શીર—ચાલો મન.

૧૩૦ રાગ—ધનાશ્રી.

કબ સમરોગે રામ,
અબ તુમ, કબ સમરોગે રામ—ટેક.
ગરભ સ્થાનમેં, જપ તપ કીનો; નીકલી હુવા બેઇમાન—અબ૦
બાલપનમેં હસ, ખેલ ગુમાયો; તરૂનપનમેં કામ—અબ૦
હાથ પાઉં જબ, કંપન લાગે; નીકલ ગયો અવસાન—અબ૦
જુઠી કાયા, જુઠી માયા; આખર મોત નીદાન—અબ૦
કહેત કબીરા, સુનો ભાઇ સાધુ;જીવ હો દીનકા મીજબાન-અ૦

૧૩૧ રાગ—કવ્વાલી.

મોહ રહી બ્રજનાર સકલ, બંશીકે બજૈયા તુમી તો હો—ટેક.

બ્રજ બુડત તુમને રાખ લીઓ, તુમહી તો ઇંદ્રકો માન હરો;
છીનમેં હીરણાકંસ માર ધરો, પ્રહલ્લાદ બચૈયા તુમી તો હો-મો.
તુમહી મોહીની રૂપ ધર્યો, તુમહી ભસ્માસુર ભસ્મ કીયો;
તુમહી દ્રૌપદી લાજ રાખી, વૃંદાકે છલઇઆ તુમી તો હો-મો.
તુમ ધેન ચરાવતે બનમેં, ઓર ખેલત ગેંદ સખા સબમેં;
જબ જાય પડી કાલીંદેમેં, ધરી નાગ નથઇઆ તુમી તો હો-મો.
ગજ ટેર સુની તુમને જલમેં, ગ્રેહ માર બચાઈ લીયો છીનમેં;
રજબ આયે શરન તેરે, મેરી લાજ રખઇઆ તુમી તો હો-મો.

૧૩૨ રાગ—આશાવરી.

જાણ્યા શ્રીનંદ કુમાર,
તમોને, જાણ્યા શ્રીનંદ કુમાર—ટેક.
વહાલી વહાલી કહી, વહાલ બતાવો;
પણ અંતરમાં ખાર—તમોને.
લ્યો આભુષણ, વસ્ત્ર તમારા;
મારે નથી દરકાર—તમોને.
ભોળી ભામાને, શીદ ભરમાવો;
દાખવી કૃત્રિમ પ્યાર—તમોને.
મારા પીયેરની, ઓઢણી ઓઢીશ;
બેસી રહીશ અહીં ડાર—તમોને.

૧૩૩ રાગ—ગોડી.

ગર્વ કીયો સોઈ નર હાર્યો, સીયા રામજીસેં,
ગર્વ કીયો સોઈ નર હાર્યો—ટેક.

ગર્વ કીયો રતનાગર સાગરે, નીર ખારો કરી ડાર્યો—સીયા.
ગર્વ કીયો ચકવાને ચકવી, રેન વિયોગ કરી ડાર્યો—સીયા.
ગર્વ કીયો અંજનીકેરે પુત્રે, પાંવ ખોડો કરી ડાર્યો—સીયા.
ગર્વ કીયો હિરણાકંસ રાજાએ, નોર વધારીને માર્યો—સીયા.
ગર્વ કીયો લંકાપતિ રાવણે, દશ મુકુટ કાટી ડાર્યો—સીયા.
ગર્વ કીયો આવળકેરે ફુલડે, લઇને ચમાર કુંડ ડાર્યો—સીયા.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, શરણે આયો વાંકો તારો—સી.

૧૩૪ રાગ—નારાયણ નામ લેને તું પ્રાણીરે.

ઓધવ ક્યારે આવશે વનમાળીરે,
થઇયે સુખીયાં મોહન મુખ ભાળી—ટેક૦

ક્યારે મુજને સંભારેછે કહાનરે, નિજ માતાને કરૂણા નીધાનરે
અમને આઠે પહોર એનું ધ્યાન—ઓધવ૦

ક્યારે કહેછે ગોવાળની વાતરે, જ્યારે ભેળા બેશે બેઉ ભ્રાતરે;
અમને મળશે કે'દી સાક્ષાત—ઓધવ૦

ગોપી ગોપને જમુનાનું વારિરે, ગાયો ગોવર્ધન સુખકારીરે;
કે'દી રીઝેછે વ્રજને સંભારી—ઓધવ૦

મુક્તાનંદના શ્યામને કાજરે, પુછે ઓધવને વ્રજનારરે;
અતિ દુઃખીયો છે વ્રજનો સમાજ—ઓધવ૦

૧૩૫ રાગ–સીંહાનો કાનરો.

ચેતી લે તું ટાણે, જાવું છે મસાણે;
મ્હોબત મેલી મનવા, જાવું મસાણે—ટેક.
જમડા આવે જ્યારે, જીવડો લેવાને;
ભોજન ભરીયાં, રહી જાશે ભાણે—ચેતી લે તું.
કાળ અચાનક, જાશે ઉપાડી;
જરૂર જવાનું છે, ઓચીંતે આણે—ચેતી લે તું.
સુત વીત્ત નારી, મિત્ર તેમાંથી;
પ્રિતું તજવી, પડશે પરાણે—ચેતી લે તું.
પ્યારે રામ શ્વાસે, શ્વાસે સમરીલે;
અવસર નહીં મળે, ખરચે નાણે—ચેતી લે તું.

૧૩૬–ભજન.

હરી નામ બીના નર ઐસા હૈ,
દીપક બીના મંદીર જૈસા હૈ—ટેક.
જૈસે બીના પુરૂષકી નારી હૈ,
જૈસે પુત્ર બીના માતારી હૈ;
જલ બીના સરોવર જૈસા હૈ–હરી નામ.

જૈસે શશી બીન રજની સૂની હૈ,
જૈસે બીના લોનકી રસોઇ હૈ;
ઘર ધની બીના ઘર જૈસા હૈ—હરી નામ.
ઠુંઠર બીના વ્રક્ષ બનાયા હૈ,
જૈસે સૂમ સંચરી માયા હૈ;
ગુનીકા ઘર પુત્ર જૈસા હૈ—હરી નામ.
મીરાંબાઈ કહે હરીસેં મીલના,
જહાં જન્મ મરણકી નહીં કલના;
બીન ગુરૂકા ચેલા જૈસા હૈ—હરી નામ.

૧૩૭ રાગ—ભૈરવી.

ગોપાલા મેરી, કરૂણા કયું નહીં આવે—ટેક.
મેં હું પતિત તુમ, પતિત ઉદ્ધારક;
મોંપે દયા કયું ન આવે—ગોપાલા.
પુજન અરચન, મેં નહીં જાનું;
આપ ચરન મન ભાવે—ગોપાલા.
સુરદાસ પ્રભુ, અધમ ઉદ્ધારન;
તુમ બીન કોન બચાવે—ગોપાલા.

૧૩૮–રાગ–કાનરો.

દરશન બીન જીયરા તરસે– ( ૨ )
ઘડી ઘડી દીન દીન, પલ પલ છીન છીન;
નયન નીરસેં બરસે—દરશન.

કલ ના પરત નાહિં, ધરત ધીર મન,
બીનતી હમારી તુમ સુનો ગિરધારી;
તોરે ચરણ કમલ પર વારી,
મેરી જાન જીગરસેં—દરશન.

૧૩૯ રાગ—કવ્વાલી.

ઉદ્ધવ કબ દર્શન દેઇંગે, બંસીકે બજાને વાલે—ટેક.
ઐસા જોગ હમે ન સોહાવે, તેરા નીર્ગુન પદ નહીં ભાવે;
મનમેં બસે નંદલાલા, માખનકે લુંટાને વાલે—ઉદ્ધવ.
તુમ જાવો અહીંઆસેં જાવો, મત જોગ હમેં શીખલાવો;
હમ કહેતીતી કબ આવેંગે, નંદલાલ રીઝાનેવાલે—ઉદ્ધવ.
કુબરીસેં પ્રિત લગાઇ, ઔર હમે શ્યામ બીસરાઈ;
ડસલે નાગ હમેં કારે, ચલો હટો રૂવાનેવાલે—ઉદ્ધવ.
કહે રાધે શ્યામ બીહારી, એ ટેરત ગોપ કુમારી;
આવો આવો બેગે પ્રભુ આવો, ભુવે ભાર ઉતારનેવાલે-ઉદ્ધવ.

૧૪૦ ભજન.

ઓધાજી એક અરજ હમારી,
તમે જઇને કહેજો જદુરાયને—ટેક.
કાંરે થયા મારા નાથ નમેરી, વેદના કેમ વેઠાયરે;
મહા જળથીરે જેમ મીન વછોયાં, એમ હમારા દીન જાયરે—
ઓધાજી.

ત્રીકમજી અમને કાં તરછોડો, અમે મરીએ મહા વીખ ખાઇ રે;
આતમ હત્યા હરી દેશું તમને, મારે અવર નથીરે ઉપાયરે—
ઓધાજી.

તમે છોરે મારે ધાટ ધરેણું, તમે જાણો છો જદુરાયરે;
નિરધનીયાને ધન નામ તમારૂં, એતો ક્રોડીધજ કહેવાયરે—
ઓધાજી.

પૂરવ જનમની પ્રિત હમારી, મોહન કેમ મેલાયરે;
દેવીદાસને આશા તમારી, તમે કરો સંતોની સારરે—
ઓધાજી.

૧૪૧ ભજન.

નાથ હમારા હવે નથી રહેવાતું, મારા પ્રીતમ પ્રાણાધારરે-ટેક.
વહાલા હમારા તમે વેગે પધારો, તમે દર્શન દીયોને દીદારરે;
હરીવર સાથે અમે બોલે બંધાણા, અમે ધોળ્યા કીધાં ઘરબારરે-ના.
જાણે તેને તમે કેમ નહીં જાણો, હું તો કહું છું વચન વહેવારરે;
કઠણ હૈયાના હરી કેમ થયાછો, મારા નોંધારાના આધારરે-ના.
સાલે તેને થાય સુળ ઘણેરાં, તમે જાણોછો જદુરાયરે;
દાસીને મન દરદ ઘણેરાં, કહો દુઃખ કોને કહેવાયરે—નાથ.
દુઃખે તેને થાય દાઝ ઘણેરી, હું તો પ્રગટ કરૂં છું પોકારરે;
દેવીદાસને આશા તમારી, તમે ભક્તિ મુક્તિના દાતારરે—ના.

૧૪૨—રાગ—પીલુ.

મિત્ર હમારા, ચશ્મોના તારા, ચશ્મોના તારા;
માયા લગાડી ન જાવો, મિત્ર હમારા—ટેક.
મોહન મથુરામાં, મોજું માણે છે;
અમને કર્યાં આહીં, અન્ન જળ ખારા–મિત્ર.
અન્નડા ન ભાવે, નીંદ્રા ન આવે;
નેત્ર થકી વહે, નીર ચોધારા–મિત્ર.
સુનું કરીને વ્રજ, રાજ સીધાવ્યા;
જોરાવરીથી કાંઇ, જીવન પ્યારા–મિત્ર.
પ્યારેરામ ત્યારે, ભીડું પલાયે;
નયણે નીરખું, કાનુડા કારા–મિત્ર.

૧૪૩—રાગ–ધનાશ્રી.

જશોદા તોરો, કનૈઓ માગ્યો દે—ટેક.
આજની રાત અમે, રંગભર રમીશું;
પ્રભાતે પાછો માગી લેરે—જશોદા.
હસ્તિ ને ઘોડા મારા, માલ ખજાના;
વેલડી સમુળી તું લેરે—જશોદા.
કાંબી ને કડલાં મારા, અણવટ વિંછીઆ;
હાર હૈયાનો તું લેરે–જશોદા.

જવ તલ ભાર અમે, ઓછો ન કરીએ;
ત્રાજવે તોળી તોળી લેરે—જશોદા.
બાઈ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ;
ચરણ કમળ ચિત્ત દેરે—જશોદા.

૧૪૪—રાગ-સોહાનો કાનરો.

કરના સંત, સમાગમ ભાઇ;
સંત સમાગમ, હૈ સુખદાઇ—ટેક.
પાપ નિવારન, ગંગા નદી હૈ;
તાપ નિવારન, સંત સદાઇ—કરના.
એક એક દુઃખ, નિવારન કારન;
એક એક સાધન, હૈ જગમાંહી—કરના.
કલ્પ તરૂસેં, દીન અવસ્થા;
મિટત સદા મન, વાંછીત પાઇ—કરના.

૧૪૫—રાગ—કાલીંગડો.

ક્યા બોલે, અબ ક્યા બોલે;
મન મગ્ન ભયા, અબ ક્યા બોલે—ટેક.
તેરા સાહેબ હૈ તુજ ભીતર, બાહેર નેના ક્યા ખોલે—મન.
સુક્ષમણા નાડી અમીરસ લાવે, પ્યાલા ભરભર અણતોલે—મન.
હંસે પાયા માન સરોવર, દુજી જગ્યાપર બગ ડોલે—મન.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, સદ્‌ગુરૂ પાયા અણમોલે—મન.

૧૪૬—રાગ-ધન્ય શ્રી જમુના કૃપા કરી.

ધન્ય એકાદશી, એકાદશી કરીએ તો, વૈકુંઠ પામીએ—ટેક.

મારે એકાદશીનું વ્રત કરવું છે, મારે ધ્યાન હરિનું ધરવું છે;
મારે વૈકુંઠમાં જઇ ઠરવું છે—ધન્ય એકાદશી૦

જે કોઇ બાર માસ કરે એકાદશી, તેનાં અંતરમાં
વશે અવિનાશી;
નહિં કરશે તે જશે હાથ ઘશી—ધન્ય એકાદશી૦

મારે ગંગા ઘાટે જાવું છે, મારે જમુના જળમાં નહાવું છે;
મારે ભવસાગર તરી જાવું છે—ધન્ય એકાદશી૦

જેણે એકાદશીના વ્રત કીધાં છે, તેના પાંચ પદારથ સીદ્ધાં છે;
તેને પ્રભુએ પોતાના કરી લીધાં છે—ધન્ય એકાદશી૦

અંબરીષે એ વ્રત કીધું છે, દંડ દુર્વાશાને દીધું છે;
રસ કલ્યાણરાયે પીધું છે—ધન્ય એકાદશી૦

૧૪૭—રાગ—કાલીંગડો.

પાનીમેં મીન પીયાસી,
મોહે દેખત આવે હાંસીરે—ટેક.

આત્મ જ્ઞાન વિના નર ભટકે,
કોઇ મથુરાં કોઇ કાશીરે—પાનીમેં.

જોગી હોકર બસે જંગલમેં,
બન બન ફીરે ઉદાસીરે—પાનીમેં.
કસ્તુરી મૃગ નાભી બસત હૈ,
ढुंढत હૈ બન ધાસીરે—પાનીમેં.
પોથી પઢ પઢ પંડિત મુવે,
તોયે ન મીલે અવિનાશીરે—પાનીમેં.
મસીદ ચઢ કર મુલ્લાં પોકારે,
તોયે ન મીટે જમ ફાંસીરે—પાનીમેં.
કહત કબીરા સુનો ભાઇ સાધુ,
ગુરૂ બીના ન ટળે ચોરાશીરે—પાનીમેં.

૧૪૮—ભજન.

વહાલો પ્રેમને વશ થયા રાજી રે;
એમાં શું કરે પંડિત ને કાજી રે—વહાલો.
કરમાબાઇનો આરોગ્યા ખીચડો, ને વિદુરની ખાધી ભાજી;
જુઠા બોર શવરીનાં ખાધાં,
વહાલે છપ્પન ભોગ મેલ્યા ત્યાગીરે—વહાલો.
વિદૂરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યા, ને કેળાં આણ્યાતા માગી;
ગર્ભ કાઢીને છાલ ખવરાવી,
વહાલે તોએ ન જોયું જાગી રે—વહાલો.

ગુણકા હતી તે પોપટને પઢાવતી,. ને તેમાંથી લેહ લાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા,
એની સંસારની ભ્રમણા ભાંગીરે—વહાલો.
ભક્તની લોક નિંદા કરે, ને જગત થયું છે પાજી;
ભલે મળ્યા મેહેતા નરસિંહના સ્વામી,
માથે ગિરધર રહ્યો છે ગાજીરે—વહાલો.

૧૪૯—ભજન.

એ..અભ્યાગતની વ્હારૂં નથી કરતા,
ભણે લુહાણો ભાણોરેજી—ટેક.
ચીતોડગઢમાં મીરાંને મળીયાં, એ ટાણાના હરિ આવોરેજી;
ઝેરના પ્યાલા અમૃત કરીયાં, શું બેઠું તારે નાણું—એ....
દ્વારીકામાં કોલવાને મળીયાં, એ ટાણાના હરિ આવોરેજી;
દેવળ ફેરવીને દર્શન દીધાં, શું બેઠું તારે નાણું—એ....
જુનાગઢમાં નરસિંહને મળીયાં, એ ટાણાના હરિ આવોરેજી;
કુંવરબાઇના મામેરાં પુર્યાં, શું બેઠું તારે નાણું—એ...
પ્રહલાદ કારણ થંભ ધગાવ્યો, એ ટાણાના હરિ આવોરેજી;
થંભ ફાડીને દર્શન દીધાં, શું બેઠું તારે નાણું—એ....
ઉંડા જળમાં ગજને ગ્રહાયો, એ ટાણાના હરિ આવોરેજી;
સુંઢ કાપીને કટકા કીધાં, શું બેઠું તારે નાણું—એ....

ધોળામાં ભક્ત ધનાને મળીયાં, એ ટાણાના હરિ આવોરેજી;
વેળુમાંથી રતન નિપાવ્યાં, શું બેઠું તારે નાણું—એ....
પાળીયાદમાં પીર વિસામણને મળીયાં,
એ ટાણાના હરિ આવોરેજી;
પરચો પુરીને ધ્વજા બંધાવી, શું બેઠું તારે નાણું—એ....
વડોદરામાં બાણાને મળીયાં, એ ટાણાના હરિ આવોરેજી;
બેડી તોડીને દર્શન દીધાં, શું બેઠું તારે નાણું—એ....

૧૫૦—રાગ—હોરી.

કર પરમારથ પ્રાણી (૨) રહેગી તોરી નામ નિશાણી—ટેક.
તલ ભર તનકો નાહીં ભરોંસો, રાખ હૃદય બીચ જાણી;
તાતે સુકીત કરીલે ભાઇ, કર પ્રભુ નામ કમાણી;
ઉત્તમ તક એળે ગુમાણી—કર પરમારથ.
બુઝાદે તૃષ્ણાકી હોરી, ડાર સંતોષકા પાની;
પીંગળ કહે પ્રભુ નામ સુમરલે, સાચી એજ કમાણી;
લે દુનિઆ ફાની જાણી—કર પરમારથ.

૧૫૧—રાગ—ગઝલ.

શ્રીરામ કહેનેકી મઝા, જીસકી જબાંપે આ ગયા;
જીવન મુક્ત હો ગયા, ચારો પદારથ પા ગયા—ટેક.
લુંટી મઝા પ્રહલાદને, ઉસ નામકે પ્રતાપસેં;
નરસીંગ હો દર્શન દીયા, ત્રીલોકમેં જશ છા ગયા—શ્રી રામ.

ઐસી ભીલન સીવરી, કીસ પ્રેમસેં સુમરન કીયા;
પરમાત્મા ઘર આયકે, ઉસ હાથકે ફલ ખા લીયા—શ્રી રામ.

વાલ્મીક બડા અધમ, ઉસ નામકા સુમરન કીયા;
સતકોટી રામાયન કરકે, પ્રભુ પદારથ પા ગયા—શ્રી રામ.

સતકોટી કી તકસીમમેં, જબ શંભુને પાયા ઉસે;
જાપે કૃપા ઉનકી ભઇ, સદ્‌ગુરૂસેં દર્શા દીયા—શ્રી રામ.

સબસેં બડા દરજા કીયા, ભક્તોંકા ઇસ કલીકાલમેં;
નરસિંહકી હુંડી દ્વારીકામેં, શામરા શકરા દીયા—શ્રી રામ.

છા રહી કીરત બીમલ, ઋતુરાજસી સંસારમેં;
અબ્ર કે માનીંદ તુલસી, પ્રેમ રસ બર્સા દીયા—શ્રી રામ.

૧૫૨—રાગ—કલ્યાણ.

ચરન રજ મહિમા મેં જાની—ટેક.

જીન ચરનસેં, પ્રગટી સુરસરી;
ભગિરથ ભુપ આની—ચરન રજ.

જેહી પદ રજસેં, અહલ્યા ઉદ્ધારી;
ગૌતમ ઋષિકી રાની—ચરન રજ.

જેહી પદ રજસેં, ભક્ત વિભીષણ;
પાયો લંકાકી રાજધાની—ચરન રજ.

જેહી પદ સેવે વિપ્ર સુદામા;
ગયે દરીદ્ર ઘર સંપત્તિ આની—ચરન રજ.
તુલસીદાસ ભજો, દશરથ નંદન;
ચરન કમલ ચિત્ત આની—ચરન રજ.

૧૫૩—રાગ—ભૈરવી.

જોગન ભઇ, બરસાનેમેં બસકે—ટેક.
બીછીયા ઉતારૂં મુદની ઉતારૂં, છલ્લા ઉતારૂં કરસેં;
મેરેતો મનમેં ઐસી આવે, કજરા ધોય ડારૂં
જમુનાજીમેં ધસકે—જોગન.
પત્ર પત્ર બિંદ્રાબન ઢુંઢી, મથુરાં ઢુંઢી ધસકે;
ચીરઘાટ બંસીબટ ઢુંઢો, કીત ગયો કાના બ્રજકું તજકે—જો.
સોલાસેંસ ગોપીકા છોડી, કુબરી લે ગયો નસકે;
જબસેં પ્રિત કરી કુબરીસેં, કબહુ ન બોલે શ્યામ
હમસેં હસકે—જોગન.
ચંદ્રસખી પ્રભુકે ગુન ગાવે, શ્યામ બીછડ ગયો લરકે;
જો કહું શ્યામ મીલે મધુબનમેં, લાઉં મેં પ્રભુકી બૈયાં પકરકે-જો.

૧૫૪—રાગ—આશાવરી.

માઇ મેરી શ્યામ લગ્યો સંગ ડોલે (૨) ટેક.
જીત જાઉં ઈત, પીછેહી આવે;
બીન બોલનસેં બોલે—માઇ મેરી.

કહા કરૂં કીત, જાઉં સખીરી;
હસી હસી ઘુંઘટ ખોલે—માઇ મેરી.
ચંદ્રસખી ભજ, બાલકૃષ્ણ છબી;
અમૃતમેં બીષ ઘોલે—માઇ મેરી.

૧૫૫–ભજન.

ઓધાજીરે વાતું કે'ને આ કહીયે,
મારૂં ચિત્તડું ચોરાયલરે, મારૂં મનડું હેરાયલ,
કોડીલા માવા કહાનસેંરે વારી જાઉંરે–ટેક.
પ્રિતું છે પુરવની, એવી નવીયું નહિં થાય નાથજીરે વારી જાઉંરે;
છુપાવી તો નહિં રહે છાની, મરમર જાય શરીર–ઓધાજીરે.
દીવસ જાયછે દોહલા, પ્રભુ જાણીએ જુગ જેવડારે વારી જાઉંરે;
રૂદનને કરતાં, એ રજની પણ જાય–ઓધાજીરે.
ધીરપું ક્યાં લગી ધરીએ, એ વાલીડા વ્રેહ કેમ વીશમેરે વારી જાઉંરે;
તેની દાઝે તપે, એ માંહેલા શરીર–ઓધાજીરે.
પ્રેમને પાંજરીએ,એ વાલીડા વિલંબ ન કીજીએરે વારી જાઉંરે;
નમેરી કાં થયા, એ નંદજીના લાલ–ઓધાજીરે.
મોરારના સ્વામી, ગુરૂ રવીને ચરણે વિનવેરે વારી જાઉંરે;
દરશન દેજો, એ દીન દયાળ–ઓધાજીરે.

૧૫૬—રાગ—ઠુમરી.

ઓરે લાવો નૈયાં, તુમ કાયકું ડરતહૈ,
ગંગા કીનારે, લાદે તોરી નૈયાં—ટેક.
ગંગા કીનારે, રામ બિરાજે;
પાર ઉતારો મેરા, કેવટ ભૈયા—ઓરે.
એક કહો લછમન, લાખ કહોંગે;
ચરન ધોયે બીના, પાર ન લગૈયાં—ઓરે.
ઇન ચરનનસેં, શલ્યા ઉરાની;
કૈસે બચેગી મેરી, કાષ્ટકી નૈયાં—ઓરે.
એ તો બચન શ્રી, ગૌતમજીકો;
કાષ્ટકી જાયે તો, દેઉં સોનેકી નૈયાં—ઓરે.
તુલસીદાસ, હંસનકી જોડી;
રાજ કરેંગે તુમ, જુગમેં કનૈયા—ઓરે.

૧૫૭—રાગ—ગઝલ કવ્વાલી.

મુજે કયા કામ દુનીયાસે, મેરાશ્રી કૃષ્ણ પ્યારા હે;
જશોદા નંદકે નંદન, મેરી આંખોકા તારા હે.—
ઉઠાયા આપને ગિરીવર, ઇંદ્રકા માન મારા હે;
ગએ જબ આપ મથુરાકો, પકડકર કંસ મારા હે.
કહે હરીદાસ જીવણજી, પ્રભુકી યાદ આતી હે;
મીલો આપ ખુશ દીલસેં, જબી મેરા ગુજારા હે.

૧૫૮—રાગ-આલી આ તે શી બીમારી—

આવી મનહર મુરતી ભાળી;
વ્હાલા જાઉં હું બલીહારી—ટેક.
જેની ભક્તિથી, અનેક તરી ગયા;
એવા પ્રભુની શોભાનું વર્ણન, આજ કરૂં વિસ્તારી-આવી૦
મોર મુકુટ, ધર્યો શીર ઉપ્પર;
હીરા માણેક નીલમ જડયા, તે ઝળકે વારંવારી—આવી૦
કાને કુંડળ દીસે, મકરાકારે,
કેશર તીલક લલાટે કર્યું, તેની શોભા છે અતિ સારી-આવી૦
બાંહે બાજુ બંધ, બેરખા સોહે;
કરમાં સુંદીર બંસી ધારી, બજાવેછે ગિરિધારી-આવી૦
સુવાસીત પુષ્પોની, સુંદીર વનમાલા;
રાધાજીએ પ્રેમે ગુંથેલ તે, ધારણ કરે વનમાલી—આવી૦
ભક્તને આધીન, છે નંદલાલો;
કુબજાનું તો માન વધાર્યું, એવા કૃષ્ણ મોરારી—આવી૦
વંદ્રાવનકી, કુંજગલનમેં;
સોળસેં ગોપી ભેગી કરીને, રાસ રમે ગિરધારી—આવી૦
ભાનુશંકર સદ્દગુરૂની કૃપાસે;
અષ્ટપદી કીરતન નીત ગાશો, તો પ્રસન્ન થશે મોરારી-આવી૦

૧૫૯—થઇ પ્રેમ વશ પાતળીઆ-એ રાગ.

પ્રભુ એક અરજ સ્વીકારો (૨)
મારા મન મંદીરીયે પધારોરે—ટેક.

માફ કરો અપરાધ અમારા, મહેર કરીને સ્વામી;
સ્મરીયે નિત્ય અંતરયામી (૨)
મારા મનના મેલ નિવારોરે—પ્રભુ એક૦

સફળ કરોને જીવન અમારૂં, દર્શન દઇને દયાળુ;
હું સૌ સ્થળે આપને ન્યાળું (૨)
મારો બેડલો પાર ઉતારોરે—પ્રભુ એક૦

અષ્ટ પ્રહર રહે સ્મરણ આપનું, ટેક અમારી રખાવો;
ભક્તિ રસ પીયુષ ચખાવો (૨)
જય થાય ઓ નાથ તમારોરે—પ્રભુ એક૦

૧૬૦—ભજન.

તું તો તારા બીરદ સામું, જોઈને શામળીઆ;
નવ જોજે કરણી હમારીરે વહાલા—ટેક.

ગજને કારણ વહાલા, પેદલ ધાયા—હાં, હાં, હાં, હાં;
દ્રૌપદીના ચીર વધાર્યા રે વહાલા—તું તો૦

માંજારી કેરાં વહાલે, બચ્ચાં ઉગાર્યાં—હાં, હાં, હાં, હાં;
પ્રહલાદ ભક્ત ઉગાર્યો રે વહાલા—તું તો૦

અનેક ભક્તોને વહાલા, આપે તાર્યા—હાં, હાં, હાં, હાં;
અનેક અસુરો સંહાર્યા રે વહાલા—તું તો૦

ટીંટોડીનારે વહાલે, બચ્ચાં ઉગાર્યાં—હાં, હાં, હાં, હાં;
પ્રજાપતિની પત રાખી રે વહાલા—તું તો૦

મીરાંબાઇ કહે પ્રભુ, ગીરધરનાં ગુણ—હાં, હાં, હાં, હાં;
ચરણ કમળ બલીહારી રે વહાલા—તું તો૦

૧૬૧—ભજન.

જશોદા જીવન નેરે, માતાજી મોહન નેરે;
કે'જો કાળા કાનુડાને—ટેક.

મહીં વેચવા ગ્યાતાં માડી, દુધ પીધા દાડી દાડી;
હેતે દીધી તાળીરે (૨)—કે'જો૦

ફુલ વીણવા ગ્યાતાં વાડી, કાને નાંખી આડી અડી;
એવો છે અનાડીરે (૨)—કે'જો૦

સુતી હતી ઢોલીઆ ઢાળી, કાને દીધી પ્રેમની સાડી;
રંગમાં રમાડીરે (૨)—કે'જો૦

દાસી જીવણ ભીમને ચરણે, વારણા લઉં વારી વારી;
દરશન દેજો દાડીરે (૨)—કે'જો૦

૧૬૨—રાગ–બીહાગ.

મદન મોહન શ્યામ, પોઢે માઇ મદન મોહન શ્યામ–ટેક.
આનંદ હોઇ ચરણાર્વીંદ ભજ, સકળ પુરણ કામ–પોઢે૦
અષ્ટ સિદ્ધી નવ નિદ્ધી દ્વારે, યોગ ભોગ વિશ્રામ;
ઉમાપતિ શુક દેવ નારદ, રટત નિશદીન નામ–પોઢે૦
સકળ કળા ગિરીધરન નંદન, રાધીકા ભુજ વામ;
કહત કૃષ્ણ સુવાસો વસીએ, શ્રી ગોકુળ નંદ ગામ–પોઢે૦

૧૬૩–ભજન.

જાગો તમે જદુપતિ રાય, પળ એક નેણા ખોલીએ;
ઘડીભર ઘુંઘટડામાંય, હસીને હરી બોલીએ હોજી–ટેક.
તનમન સોંપ્યાં શરીર, વહાલાને જાઉં વારણે;
છોડીમેં કુળની મરજાદ, ગિરધારી તારે કારણે હોજી–જાગો.
આપે સુકયાં શરીર, ચરણુમાં ચીત ધર્યાં;
જબલગ જાગે દીનાનાથ, તબલગ સેવા મેં કરૂં હોજી–જાગો.
નથી દીધાં કથીરોના દાન, કંચન કયાંથી પામીએ;
હજીલગી ના આવ્યારે વૈમાન, અમરાપુર કયાંથી માણીયે
હોજી–જાગો.
મેલીદે આળપંપાળ, સાહેબનો ડર લાગશે;
મારે જાવું ધણીને દરબાર, પળપળના લેખાં માગશે હોજી-જાગો.

તમે મોહોટા છો મહારાજ, અમપર કરૂણા કીજીએ;
ગુણ ગાય મીરાંબાઇ, દાસીને દરશન દીજીએ હોજી—જાગો.

૧૬૪—રાગ—હઠ છોડ સખી ચલ સંગ મેરે.

શ્રીકૃષ્ણ મથુરામેં બસકે, ગોકુલ આવનો છોડ દીયો—ટેક.
જબસેં તજકે બ્રજબાસીનકો, ગૌવનકું ચરાનો છોડ દીયો—શ્રી.
જબસેં પ્રીત લગી કુબજાસેં, પનઘટપે આવનો છોડ દીયો—શ્રી.
કંસકું મારી ભયે માહારાજા, ગલીયન અથડાનો છોડ દીયો-શ્રી.
લલીત કીશોરી સંગરંગ ભીનો, ગોપીયનકો નેહ તોડ દીયો-શ્રી.

૧૬૫—રાગ—ઉપરનો.

કછુ દોષ નહીં મનમોહનકો, બને બાંસબુરે જીનકી બંસરી—ટેક
તેરી જાત ભાત મેં સબ જાનું, તોરી ગાત ગાતપેં
હે રસરી—કછુ દોષ.
બન ઢુંઢકે બાંસ કટાઇ દઉં, ઊપજે નહીં બાંસ બજે
બંસરી—કછુ.
હુમ ગોકુલ બસનો છોડ દીયો, અબ જા બસ તું બસરે
બંસરી—કછુ.
ચંદ્ર સખી ભજ બાળકૃષ્ણ છબી, ચરનમેં શીશ
નમાય પરી—કછુ દોષ.

૧૬૬—રાગ—બીભાસ.

વૈષ્ણવ જન તો ત્હેને કહીએ, જે પીડ પરાઈ જાણેરે;
પરદુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણેરે—ટેક.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચલ રાખે, તો ધન્ય જનુની ત્હેની રે—વૈ.
સમદ્રષ્ટિને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીહવા થકી અસત્ય ન બોલે, પરધન ન ઝાલે હાથ રે—વૈ.
મોહ માયા વ્યાપે નહિ ત્હેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી રે લાગી, સકળ તિરથ તેના તનમાંરે—વૈ.
વણ લોભ ને કપટરહિત છે, કામ ક્રોધને નીવાર્યાં રે;
ભણે નરસૈયો ત્હેનું દર્શન કરતાં, કુળ ઈકોતેર તાર્યાં રે—વૈ.

૧૬૭—ભજન.

જે ગાયનમાં હરી ગુણ ન મળે, તે ગાયનમાં ગાવું શું?
રામ નામ નહીં મુખમાં જેના, તેના સંગી થાવું શું?—ટેક.
જે મારગમાં કાંટા કંકર, તે મારગમાં જાવું શું?
માત પિતાની સેવા કરતાં, તિરથ તિરથ ભટકાવું શું? જે૦
જે નદીએ નીરમળ જળ ન મળે, તે નદીએ જઇ નહાવું શું?
કહે અનંત આ હરીને ભજ્યાવિના, આખર તેનું
થાવું શું? —જે ગાયનમાં.

૧૬૮–ભજન.

મીરાંને પુર્વજન્મની પ્રીતરે, મીરાંને હૈડે લખાયેલ હરિના નામરે,
નામ નહિં રે છોડું–ટેક.

સાખી.

રાણાજીએ આપીયો, મીરાંને ભુતડાં ભેળો વાસ;
ભુતપ્રેત ભાગી ગયાં, મીરાંને ઇંદ્રભુવન થયો અવાસરે–
નામ નહિં રે છોડું–મીરાંને૰

સાખી.

વિષના પ્યાલા રાણે મોકલ્યા, દેજો મીરાંને હાથ;
અમૃત કરી મીરાં પીઈ ગયાં, જેને રાખણવાળા રઘુનાથરે–
નામ નહિં રે છોડું–મીરાંને૰

સાખી.

રાણે વસીયલ મોકલ્યો, દેજો મીરાંને જઇ;
પુંજી મીરાંએ પ્રેમથી, મુર્તિ શાલીગ્રામની થઇરે–
નામ નહિં રે છોડું–મીરાંને૰

સાખી.

રાણે રજા આપી પછી, કાઢી ગણીને કાશ;
મીરાં ચાલ્યાં મહાલતાં, બાઇને ભાવ્યોછે વ્રજનો સુવાસરે–
નામ નહિં રે છોડું–મીરાંને૰

સાખી.

પાછળથી પસ્તાઇને, રાણો કહે કોઇ જાઓ;
વેગે કહેજો વિનવી, મીરાંબાઇ એકવાર ચીતોડગઢ આવોરે—
નામ નહિં રે છોડું—મીરાંને૦

૧૬૯ રાગ—હીંચમાં.

વાગેછે રે વાગે છે, વંદ્રાવન મોરલી વાગેછે;
એનો શબ્દ ગગનમાં ગાજેછે—વંદ્રાવન૦
આણી તીરે ગંગા, પેલી તીરે જમુના;
વચમાં ગોકુળીયું ગાજેછે—વંદ્રાવન મોરલી૦
અમે તો સુતાં, ભર નિંદ્રામાં;
પેલી વેરણ નણદી જાગેછે—વંદ્રાવન મોરલી૦
વંદ્રાવનને, મારગ જાતાં;
વાહલો દાણ દધીનાં માગેછે—વંદ્રાવન મોરલી૦
વંદ્રાવનની, કુંજ ગલીમેં;
રાધે કૃષ્ણ બીરાજેછે—વંદ્રાવન મોરલી૦
શરદ પુનમનો, રાસ રચ્યોછે;
ત્યાં ગોપી ને કાન બે નાચેછે—વંદ્રાવન મોરલી૦
બાઇ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણ;
તારા દરશનથી દુઃખ ભાંગેછે—વંદ્રાવન મોરલી૦

૧૭૦ ભજન.

નાગર નંદજીના લાલ, રાસ રમંતા મારી નથડી ખોવાણી-ટેક.

એક એક મોતીને, સોના કેરો તાર;
સોલસેં ગોપીમાં પ્રભુ, રાખો મારો ભાર-ભાર-ભાર—નાગર.

નાનેરી ઘડાવો મારે, નાકે નવ સોહાય;
મોટેરી ઘડાવો મારા, મુખ પર ઝોલાં ખાય-ખાય-ખાય—ના.

નથડીને કારણ મેં તો, ઢુંઢયું વંદ્રાવન;
નથડી આપોને મારા, પ્રાણજીવન—વન—વન—નાગર.

વંદ્રાવનને મારગ જાતાં, બોલે મધુરા મોર;
રાધાજીની નથડીનો, શામળીઓ છે ચોર—ચોર—ચોર—નાગ.

નથડી આપોને પ્રભુ, લાગું તમારે પાય;
વલ્લભના સ્વામી ઉપર, જાઉં બલીહાર—હાર—હાર—ના.

૧૭૧ રાગ—આશાવરી.

ભજનકર ભવસીંધુ તરવા (૨)—ટેક.

આ જગત જંજાલ જુઠામાં, ભટકે શું કરવા—ભજન.

ભક્તિ નાવ ગ્રહી લે પ્રાણી, સત્ય ચઢાવી થા સુખાણી;
પાર ઉતરવા—ભજન.

વૃથા ન જાયે હરિ નામ લીધું, ભક્તિને વશ છે દયા સીંધુ;
સહાય જો કરવા—ભજન.

બાઇ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણ;
ચરણ ચિત્ત ધરવા—ભજન.

૧૭૨ ભજન

વાલમ વ્રેહનીરે, નિશ્ચે તુંને કયાંથી જડી;
આ રંગ શેનોરે, બીબા વિના ભાત પડી—ટેક.

આતમ ચીન્યા વીના, આતમરામ મેરા જુઠડું બ્રહ્મજ્ઞાન;
ભક્તિ તણો જેણે, ભેદ ન જાણ્યો, લઇ મેલી દુસાંકેરી પ્રાણ્ય;
વાદતો વદીનેરે, ઓલ્યા કાઢે હડીરે હડી—વાલમ૦
નટવા હોયકર નાટક ખેલે, જઇ બેસે દોરે ચડી;
આ પળ ચુકયો, આતમરામ મેરા, અધવચ રહેશો અડી;
જોગ તમે સાધોરે, ખેલ તો આવ્યો ખરારે ખરી—વાલમ૦
શુરા સાધુ સન્મુખ રહેવે, પૂર્વજનમની કમાઇ;
પૂરવતણા નર, પ્રગટ ખેલે, ધન્ય ધન્ય અધિક સવાઇ;
રાઘુવટ તમે ચડજોરે, હાથે લઇને જ્ઞાન છડી—વાલમ૦
નિરવિષ હોકર નામ સુમરલે, તરવેણી ટંકશાળ;
દાસ હોથીને ગુરૂ, મોરાર મળીયા, સબળ લીધી મારી સાર;
મુને ત્યાંથી રંગ લાગ્યોરે, કાઢી મારી કબુદ્ધિ પરી—વાલમ.

૧૭૩ રાગ-હોરી.

શામરા મત ડારો પીચકારી,
પીચકારીરે, શામરા મત ડારો પીચકારી—ટેક.

મત ડારો મરજાદસે રહિયો, મેં હું કન્યા કુમારી;
તુમ હો નિર્લજ હમ નહિં ઐસી, મુખસે દેઉંગી ગારી;
ફજેતી હોયગી તુંહારી—શામરા૦

ઇતની હામ હોત હૈયેમેં, પરનો નૌતમ નારી;
જાકે પઠાવો માત જશોદા, હજુ હું મેં બાલકુમારી;
ઢુંઢત વર માત્ર હમારી—શામરા૦

પરનારીકો પલ્લવ પકર્યો, મોહન મન બિચારી;
માત તાત તોરા બૃદ્ધ ભયા હે, રાજા હૈ કંસકો ભારી;
કહું મુખસે બિસ્તારી—શામરા૦

હીર ચીર નવરંગી ચુનરીયાં, જીવન જોરસે ફારી;
સુર કહે અબલાકી બિનતી, મીલીહૈ બ્રીજકી નારી;
પીતાંબર લેઉંગી ઉતારી—શામરા૦

૧૭૪ રાગ-હોરી.

શામરો હજુ હો નહિં આયો, ન આયોરે—શામરો;
દ્રગન જરન જર લાયો—ટેક.

બ્રજ બીનતાકો સંગ છોરકે, મધુબન જાકે બસાયો;
દાસી કીની પટરાની જાયકે, ગોપીનાથકો નામ લજાયો;
કંથ કુબરીકો કહ્યાયો—શામરો.

તલખત હે પીયા બ્રજમેં રાધીકા, કૃષ્ણ દ્વારીકામેં છાયો;
કહા કહું સખી હમ બીશવાસી, દાસીકો ચિત્ત ચુરાયો;
ગરલવાકો ઘોર પીલાયો—શામરો.

કુરો અક્રુર કહાંસે આયો, ઘર ઘર હોરી જલાયો;
એક તો હોરી જલત છતીયનમેં, સ્વપ્ને સુખ નહિં પાયો;
ફીર કહાંસે ફાગુન આયો—શામરો.

લીખ લીખ પતીયાં છતીયાં જલતહે, ઉદ્ધવ બિષ્ટી પઠાયો;
એહ બિધાતા અધીક સંતાપે, કુબરીકે મન ભાયો;
ધીરજ નહિં જાત ધરાયો—શામરો.

બેદરદી મેરો દરદ ન જાણ્યો, કામીકો જોર જનાયો;
સુર કહે અબલાકી બિનતી, કરત હે મનકો ભાયો;
જરેપે લુન લગાયો—શામરો.

૧૭૫ રાગ—બનઝારા.

રહીયે કેમ ધીરજ ધારી, વૃજ નાઠ્યા કુંજ વીહારી—ટેક.
આદીતવારે ઉમંગે, રથ ચડીને અક્રુર સંગે;
ગયા મથુરામાંહી મોરારી, વૃજ નાઠ્યા કુંજ વીહારી—રહીયે.

સોમવારના સુખડા સાલે, મુને વ્યાકુળ કીધી મારે વ્હાલે;
વહે નેત્ર થકી બહુ વારી, વૃજ નાવ્યા કુંજ વીહારી—રહીયે.
વનમાળી મંગળવારે, નથી દુભ્યાં કાંઇ વૃજનારે;
વિણ વાંકે કેમ વિસારી, વૃજ નાવ્યા કુંજ વીહારી—રહીયે.
બુધવારની કહે વૃજબાળા, કેમ ભુલ્યા કાનજી કાળા;
આવ્યાના વચન ઉચ્ચારી, વૃજ નાવ્યા કુંજ વીહારી-રહીયે.
ગુરૂવારે પ્રેમ લગાડી, અંગ અંતરે આગ લગાડી;
અમ ઉપરથી માયા ઉતારી, વૃજ નાવ્યા કુંજ વીહારી-રહીયે.
રહી શૂકરે રોકી હરીને, ઓલી કુબજા જાદુ કરીને;
એ તો વેરણ થઇ છે અમારી, વૃજ નાવ્યા કુંજ વીહારી-રહી.
શનિવારના સુખ વરસાવો, અલબેલા ગોકુળ આવો,
મનરંજન મિત્ર મોરારી, વૃજ નાવ્યા કુંજ વીહારી—રહી.
દેવીદાસ. તણા દીલજાની, મારી વિનતી લેજો માની;
કહે બ્રખુભાન દુલારી, વૃજ નાવ્યા કુંજ વીહારી—રહીયે.

૧૭૬ કીરતન સમાજનું.

નવ ચડીએ નાવે, નવ ચડીએ;
રઘુનાથ કુંવર નાવે, નવ ચડીએ—ટેક.
ફાટીરે શલ્યા, પ્રગટ ભઈ સુંદરી;
પ્રાક્રમ કીધું છે, તોરી પાવડીએ—રઘુનાથ.

મેરે તો નાવ પ્રભુ, નારી તો હો જાવે;
રાજ તો કુંવર સંગે, કેમ લડીએ—રઘુનાથ.
ઔર તો ઉપાય, નહીં કછુ નરપતિ;
નહીં તો બ્રાહ્મણ અમે, વેદ ભણીએ—રઘુનાથ.
તુલસીદાસ ભજો, દશરથ નંદન;
અમે તો છીએ પ્રભુ, તમ વડીએ—રઘુનાથ.

૧૭૭ રાગ—મહેતાજીરે શું મહી મુલ બતાવું.

મસ્તાનારે, દેખ વિચારી દીવાના, તું સમજ ગુરૂકી સાના.
નરદેહી અનુપમ પાયારે, બની કંચન જૈસી તેરી કાયારે;
મુખ દેખીરે, દર્પન ક્યા મુસ્કાના, તું સમજ ગુરૂકી સાના.
મન રંજન વેષ બનાયારે, અંગ અત્તર તેલ લગાયારે;
દીલજાનીરે, તામેં નાહિં લોભાના, તું સમજ ગુરૂકી સાના.
જૈસે પુર ચલાહૈ પાનીરે, તૈસે જાય ચલી તેરી જુવાનીરે;
સુત્ત નારીરે, સબી છોડકે જાના, તું સમજ ગુરૂકી સાના.
દેવીદાસ બુરાઇ ના કીજેરે, સબ મીલી રામ રસ પીજેરે;
સબ છોડીરે, જાય જંગલ બસાના, તું સમજ ગુરૂકી સાના.

૧૭૮ રાગ—દરબારી કાનરો.

મન મેલ હવે મગરૂરી,
રહી જાશે વાત અધુરી—મન મેલ.

રખડાવી મારે છે મૃગને, જેમ કુટીલ કસ્તુરી;
તેજ દશા તારી થાવાની, સમજી રાખ સબુરી—મન મેલ.
સારૂં નરતું કેમ ન દેખે, ટેવ બળી આ બુરી;
કેશવ અંતે એ પંથેથી, પડશે પીડા પુરી—મન મેલ.

૧૭૯ રાગ—હમીર કલ્યાણ.

સુદામા દેખત, શ્યામ હસે—ટેક.

હમ તુમ મિત્ર હૈ, બાલપનેકે;
અબ તુમ દુર બસે—સુદામા.

ફાટી ધોતી, ટુટી પઘડીયાં;
ચલત પાંવ ઘસે—સુદામા.

ભાભીજીને કહ્યુ, ભેટ પઠાઇ;
પૌવે તીન પસે—સુદામા.

સુરદાસ પ્રભુ, તુંહારે મીલનસે;
કંચન મહેલ બસે—સુદામા.

૧૮૦ રાગ—ઠુંમરી ગઝલ.

તુમ બીન મેરી કોન ખબર લે;
ગોવર્ધન ગિરધારીરે—ટેક.

મોર મુગટ, પીતાંબર શોભે;
કુંડલકી છબ ન્યારીરે—તુમ બીન.
ભરી સભામેં, દ્રૌપદી ઠાડી;
રખ્ખો લાજ હમારીરે—તુમ બીન.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
ચરણ કમલ બલીહારીરે—તુમ બીન.

૧૮૧—ભજન.

ઘેલાં ભલે થયાંરે, અમને ઘેલામાં ગુણ લાધ્યું—ટેક.
આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું, મન માયામાં બાંધ્યુ;
ભવસાગરમાં ભુલા પડયા ત્યારે, મારગ મળીયા માધુ—ઘેલાં.
ઘેલાં તો અમે હરિના ઘેલાં, નિર્ગુણ કીધાં નાથે;
પૂર્વ જન્મની પ્રીત હતી ત્યારે, હરિયે ઝાલ્યાં હાથે—ઘેલાં.
ઘેલાં તો અમે હરીના ઘેલાં, ઘેલાં ઘેલાંના કામ કરશે;
સાંભળતામાં દુઃખ ઉપજે, એ નર ક્યાંથી તરશે—ઘેલાં.
ઘેલાંની વાતો ઘેલાં જાણે, ને દુર્જનીયાં શું જાણે;
જે રસ તો દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે—ઘેલાં.
ઘેલાં મટીને અમે ડાહ્યા ન થઇએ, સંતના શરણા લીધાં;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, કારજ સઘળાં સીધ્યાં-ઘેલાં.

૧૮૨ રાગ—મુંને ઘડી નથી વિસરતા રામ.

માયામાં મનડું મોહ્યું રે, પામર પ્રાણી;
પ્રભુ માંહે ચિત્ત ન પ્રોયું રે, પામર પ્રાણી—ટેક.
જીવડલા ઉંધે માથે, તું દશ મહિના ઝુલ્યો;
તે દહાડા હવે ભુલ્યોરે, પામર પ્રાણી—માયામાં.
જોને લ્યા તું તો બળતો'તો, જઠરાની ઝાળે;
ઉગાર્યો દીન દયાળેરે, પામર પ્રાણી—માયામાં.
કરડતા તારી કાયાને, કમીયા ને કીડા;
પસ્તાતો પામી પીડારે, પામર પ્રાણી—માયામાં.
ખાટું ને ખારૂં તીખું, જનેતા તારી ખાતી;
તે થકી બળતરા થાતીરે, પામર પ્રાણી—માયામાં.
મુંઝાતો મુરખ આળા, તે ચામડાની માંહી;
ત્રીકમજી બેલી ત્યાંહીરે, પામર પ્રાણી—માયામાં.
ગોઝારા તેંતો મળને, મૂતરમાં ખાધા ગોથાં;
પુછાવી જોને પોથાંરે, પામર પ્રાણી—માયામાં.
સંભાર્યા સાતે મહિને, રૂષિરાજ કહેછે સ્વામી;
અલબેલો અંતરજામીરે, પામર પ્રાણી—માયામાં.

૧૮૩ રાગ-હોરી.

સખીરી મોહન માન મુકાવે, (૨)—ટેક.

કામળી કાંધે, લાકડી હાથે, વન વન ધેનુ ચરાવે;
મહીયારણનાં મહી ઉતરાવે, ખાય અને ખવરાવે;
ગોવાળણને ગભરાવે—-મોહન માન મુકાવે.

શરદ પુનમની શુભ રજનીમાં, રસિયોજી રાસ રચાવે;
એક એક ગોપીને એક એક કહાનો, થન થન નાચ નચાવે;
મધુરીશી મુરલી બજાવે—મોહન માન મુકાવે.

૧૮૪—ખમાચ.

દર્શન બીન અખીયાં તલપ રહી,
તલપ રહી, તરસાઇ રહી—ટેક.

બંસરી બજાય મેરો, મન હર લીનો;
તન મનકી શુદ્ધ, ભુલ ગઈ—દર્શન.

પ્રિતમ પ્યારે મોરી, ખબર ન લીની;
તલપ તલપ જીવ, જાયરે સહી—દર્શન.

ચંદ્રસખી ભજ, બાલ કૃષ્ણ છબી;
પ્રભુ ચરન ચિત્ત, ચાહ રહી—-દર્શન.

૧૮૫ રાગ—આશાવરી.

છું જગદંબ તમારે, શરણે—ટેક.
માત તાત ગુરૂ બાંધવ સ્વામી;
આપ એક છો મારે—શરણે.

આપ વિના સંકટ સાગરથી;
નહિં માતુ કોઇ તારે—શરણે.

સદાય સેવક લક્ષ્મીદાસને;
પ્રીતે રાખો પારે—શરણે.

૧૮૬—ભજન.

જય જય જગદંબિકા, હીમ શૈલ બાલિકા;
ઇન્દુવદન, સિદ્ધિસદન, મોદ માલિકા—જય જય.

મંગલમય સ્વરૂપ અનુપ મહા માયિકા;
સચરાચર સ્વામિનિ સુશાંતિ દાયિકા;
વિપત્ત વખત વિબુધ વૃંદને સહાયિકા;
પ્રેમે, રહેમે, નિયમે, સુખકરણી, દુઃખહરણી, મુદભરણી,
પ્રણત પાલિકા—જય જય.

કારણ વિણ કરૂણા કર દૃઢ પ્રનાલિકા;
કપટી અતિ ક્રુર અસુર હરણ કાલિકા;

પ્રણમું શ્યામ પદપંકજ અધ પ્રજાલિકા;
પ્રેમે, રહેમે, નિયમે, સુખકરણી, દુઃખહરણી, મુદભરણી,
પ્રણત પાલિકા—જય જય.

૧૮૭ રાગ— અમો અબળાને માયા.

મુનેછે ભરૂસો એક તારોરે, તારોરે તારો માત તારો—ટેક.
ત્રેવિધિના તાપે તનડું, તપે છે મુંઝાયે મનડું;
કરૂણામૃત દ્રષ્ટિ કરી ઠારોરે, ઠારોરે ઠારો માત ઠારો—મુને.
ભયંકર ભવસાગરથી, બનો બૂડતાનાં બેલી;
ગ્રહી કર તંતે મુને તારોરે, તારોરે તારો માત તારો—મુને.
પ્રણતને પાળનારાં, ભય ભીડ ભાંગનારાં;
અધમને જગદંબા ઉદ્ધારોરે,ઉદ્ધારોરે ઉદ્ધારોમા ઉદ્ધારો—મુને.
મરૂં શ્યામ સ્નેહે લક્ષ્મી, દાસને દયાળાં દેવી;
ગુણુ એક કરશો નહિં ન્યારોરે,ન્યારોરે ન્યારો માત ન્યારો-મુ.

૧૮૮ ભજન.

ઘતે ચાલો તમે સહુ આજ, માના દરશન માટે—ટેક.
માજીના જૂવો શણગારરે, વાહ પ્યારરે, સુખકાર—માના.
નિત નિત નિત આ નવારંગે, નિરખો માજીને ઉમંગે (૨)
હસીયા, વસીયા ઉરમાં ઠસીયા પ્યારરે, સુખકાર—માના.

૧૮૯—ભજન.

આઈ નમું દરબાર, અંબા તોરે—ટેક.
તોરે ચરણમેં, તોરે ચરણમેં-આઇ નમું.
વાટ ઘાટ હૈ, રમણિક ઝાડી;
ઝરણ વહે સુખકાર, અંબા તોરે—આઇ નમું.
કુસુમ ખીલે હૈ, રંગ બેરંગી;
વાડી બની ગુલઝાર, અંબા તોરે—આઈ નમું.
પળ પળ મોર, બપૈયા બોલે;
આનંદ છાયો અપાર, અંબા તોરે—આઇ નમું.
દીપક માને, અહોનીશ છાજે;
તેજ પૂરણ ઝલકાર, અંબા તોરે—આઇ નમું.

૧૯૦ રાગ—ભૈરવી

અરજ સુણોને અમારીરે, અંબે માત-ટેક.
આ બાળક સૌ, વિનતી કરે છે;
દરશન દીઓને માજી મારીરે, અંબે માત—અરજ.
દુઃખ હરનારી, સુખ કરનારી;
વેઘ્ન હરો માતુ મારીરે, અંબે માત—અરજ.

થા તું દયાળુ, ભવભય હરવા;
ચરણ કમળમાં રાખોરે, અંબે માત—અરજ.

૧૯૧ ભજન.

શ્રી દેવી અંબિકે (૨)—ટેક.
જય કરણી, જગ પાલક જનુની;
અશરણ શરણી, જય જય જય—શ્રીદેવી.
ત્રિશુળ ધારણી, અસુર મારણી;
ભક્ત તારણી, ભય વિદારણી;
દેવી વિમળ મતિ, દે દે દે—શ્રીદેવી.

થાળ.

૧૯૨ રાગ—ખ્યાલ.

ગોરી રાધે પ્યારી, કર રહી ભોજનકી તૈયારી;
કરી તદબીર ન્યારી ન્યારી, બની રસોઇ રસાલ;
કયા કહું ચાતુરીકી ચાલ, સુંદીર ભરભર કંચન થાલ;
ધરે આગે તત્કાલ, ભોજન પાવે નંદલાલ—ટેક.
ધરે લાડુકે પ્રકાર, માન ભોગ ખુશબોદાર;
ખુબ બનીહે કંસાર, ધરી થાલનમેં,
તરોંહ તરોંહ કી દરાખ, ડારી કીની દુધપાક;
દેખ હો ગયા મુશતાક, મોહન મનમેં;

ફરશી પુરી ફોરી મોરી, ભરી મસાલે કચોરી;
ઠોર ઐસી બની થોરી, ફરસાનનમેં;
શીખંડ બાસુંદી મલાઇ, બરફી પેડે મધુરાઇ;
અચ્છી સુતરફેની ભાઇ, પાઇ આનંદમેં;
હલવે ઘેવરકી હૈ બહારી, મેસુર પાક બનાયા ભારી;
જમે જલેબી મોરારી, હોવે બડે ખુશીયાર—કયા કહું.

ઝુલ–હીચમાં.

કોઈ રાગ બસંતી ગાતી, કોઇ મૃદંગ ઉમંગે બજાતી;
કોઇ ફીરે મસ્ત મદમાતી, દરબદર ગુલાલ ઉડાતી.

ખ્યાલ.

ખાસી ખાજેકી ફરસાઇ, રાઇતોંકી રચનાઇ;
બની મીઠાઇ ખટાઈ, કછુ કહી નહિં જાય;
મીસરી મેવે મીષ્ટાન, અચ્છે અચ્છે પકવાન;
પાવે નંદજીકો કહાન, લીયો ભોગ લગાઈ;
સાટે ગુલાબી ઓર, છુટે એલચીકી ફોર;
માંહે કેશરકી જોર, લીની જુગતી લગાઇ;
ગરમ ભજીએ ગગન, લગી સ્વાદસેં લગનં;
મન હો ગયા મગન, જમતે જદુરાઇ;

જુગતી બની બડી બડી, અચ્છી અચ્છી પાપડ વડી;
બની ભાતકે સંગ કઢી, છુટી તુવેરકીદાલ—કયા કહું.

ઝુલ–રાગ હીચમાં.

કોઇ ભરભર લાતી મટોલી, કોઇ રંગન કેશર ઘોલી;
મીલી સહસ્ર સખીયનકી ટોલી, વો સમય બચન યું બોલી.

ખ્યાલ.

લીજત ગુંજેકી હૈ ભારી, બની લાપસી તરધારી;
મીસરી કેલે અંદર ડારી, જાંબુ ગુલાબી કીશોર;
પુરનપોલી શંકરપારે, માલપુવા બને સારે;
આંબરસ હૈ સુરારે, છુટે અજબકી ફેર;
મોહનથાલમેં મન માને, અચ્છે અચ્છે એલચીદાને;
સુંદર સેવ લગીહે પીયાને, કોમલ જરા ન કઠોર;
મોહન પાવે મખન રોટી, અચ્છી અચ્છી છોટી છોટી;
કુંચન ગંગાજલકી લોટી, આગે ધરી હૈ મનોર;
બાલ મઠ ચોરે બટાને, છુટે ચને કે થે દાને;
અબ તો તરકારીકે બ્યાને, કુલ કહેતા હું મેં હાલ–કયા કહું.

ઝુલ–રાગ હીચમાં.

મોહનને બીસ્તારી માયા, સખીયાને મરમ નહીં પાયા;
કોઇ રંગન ધુમ મચાયા, સખીયોને વો શ્યામેં દીખાયા.

ખ્યાલ.

ગુવાર બેંગન અંગુરન, ગલકે પંડોલે સુરન;
ભરે મસાલે પુરન, ઐસી તરકારી;
અચ્છે કુચે કુચે કેલે, ભીંડે કંટોલે કારેલે;
ઓર ટમેટે બટેટે, પાવે ગિરધારી;
બેસન ડારી મેથીભાજી, અચ્છી સુકી ગીલી તાજી;
શ્યામ સુંદર હો ગયે રાજી, નટવર ભારી;
શીંગ સરવૈએકી સુરી, બની સ્વાદમેં મધુરી;
સારી શ્રીફર ખમન બુરી, સબકે પર ડારી;
મીરચી આદુકે અથાને, કેરી લીંબુકે ખટાને;
ગીલી હરદીકે દરમ્યાને, રામરસ રખ્યો ડાર—ક્યા કહું.

ઝુલ—હીચમાં.

જલ ભરને ગઇ જમનાકે ઘાટે, ઠાડા નંદ કુંવર ઉસ વાટે;
ભરભર તો મારે પીચકારી, મારી નવરંગ સાડી ભીંજાણી.

ખ્યાલ.

ગોરી ગરમર રંગે પીલી, નાજુક કાલી મીરચી ઝીલી;
ઔર એલાચીથી ગીલી, તરોંહ તરોંહકા અચાર;
ભોજન પાતે હે હીંડોલે, આઇ સબ સખીયનકે ટોલે;
ચમર રાધા પ્યારી ઢોલે, બોલે જય જયકાર;

સુંદર સોપારી કીશોર, ખોલ કાથા ચુના ચોલ;
માંહે એલચી તંબોલ, કીની બીડીયાં તૈયાર;
મુખમેં દેવે રાધે પ્યારી, ઐસો આનંદ ભયોરે;
હારે રાધેકી પીછોરી, મુખ પીચકારી;
મુરસદ ગેબીકે દયાલ, તેરી જય હોય ગૌકપાલ;
થાલ ગાવે ગોવીંદલાલ, લેના હમેરી સંભાલ—ક્યા કહું.

૧૯૩ **થાળી**—રાગ હીચમાં.

નંદ કુંવરને, નોતર્યા સાહેલીરે;
મેં તો સાકરનો શીરો, કર્યો સાહેલીરે—ટેક.

પ્રભુ પધાર્યા મારે, આંગણે સાહેલીરે;
હું તો વારી વારી જાઉં, હરીને વારણે સાહેલીરે—નંદ કુંવરને

કુર કપુરના, કોળીયા સાહેલીરે;
મેં તો પ્રેમે આંબરસ, ઘોળીયાં સાહેલીરે—નંદ કુંવરને.

મેં તો ખાંતેથી રાંધી, ખીચડી સાહેલીરે;
મારે પુરવ જનમની, પ્રીતડી સાહેલીરે—નંદ કુંવરને.

પ્રભુ ભાવ તણા ભુખ્યા, ભમે સાહેલીરે;
મીઠાના ઠાકોર મહી, જમે સાહેલીરે—નંદ કુંવરને.

૧૯૪ થાળો—રાગ હીચમાં.

જમો જમોને જુગના આધાર, જુગતે જમાડું;
શામળીયા સર્વ સુજાણ, રંગભેર રમાડું—ટેક.
બેસો બેસો મંદીરીયા માંય, ચોખલા ચોડીને;
શું કરશે દુરીજન લોક, મુખડા મોડીને—જમો૦
મેંતો કોડે ઓસાર્યો કુર, કપુર રહ્યો વાસી;
શીરાવો સાકર સેવ, હરીની હું દાસી—જમો૦
પીરસું પીરસું પુરી પકવાન, ઘેવર ને ખાજું;
નેણે નીરખું સુંદર શ્યામ, શા માટે લાજું—જમો૦
મારે ઘેર છે ગાયનું ઘીઈ, વ્હાલા ભરી વાઢી;
ઠારૂં ઠારૂં હું મારે હાથ, જીવન જમાડી—જમો૦
પીયો પીયો પુરણાનંદ, જીવન જળ ટાઢાં;
મુખવાસ આલું બીડલાં પાન, લવીંગ સોપારી ઝાઝા—જમો૦
મારે તમ પ્રતાપે શ્યામ, સરવે સારૂં છે;
મારે નથી બીજાનું કામ, કામ તમારૂં છે—જમો૦
મેં તો સરજીને સંસાર, સર્વે જોયું છે;
મીઠાના ઠાકોર ઠીક, મારૂં મન મોહ્યું છે—જમો૦

૧૯૫—થાળી—રાગ સોરઠ.

આજ મારી મીજમાની સ્વીકારી, મેરે ઘર આવના મહારાજ-ટે.
રત્નજડીત્ર બાજોઠ ઢળાવું, અપને હાથે ગ્રાસ ભરાવું;
ઉભી ઉભી ચમર ઢોળાવું, લાગો મુને સોહામણા મહારાજ-આ.
બહુ મેવા પકવાન મીઠાઇ, શાક છત્રીશે જુગતી બનાઇ;
યમુના જલ ઝારી ભર લાઇ, રૂચી રૂચી પાવના મહારાજ-આ.
એલચી લવીંગ પ્રભુ પાન સોપારી, કાથા ચુના જાયફળ ડારી;
અપને હાથે બીડી સુધારી, મુખસે ચાવના મહારાજ-આ.
મોર મુકુટ પીતાંબર સોહે, સુરનર મુનિજન કો મન મોહે;
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,દીલ બીચ ભાવના મહારાજ-આ.

૧૯૬—થાળી—લાવણી.

જમો જમો જગતના નાથ, કહું કર જોડી;
મારા આતમના આધાર, શરણ મેં તોરી—ટેક.
જમો ઘેવર બુંદી દુધપાક, જલેબી રૂડી;
માંહે સાકર બુરા ઓર ડાલ, પેંડાને પુરી—જમો૦
જમો મગદલ મોતીચુર, ઠોરને ખાજા;
માંહે માખણ મીશરી દુધ, ગોરસ છે તાજા—જમો૦
જમો દાલ ભાત ને ઘૃત, ગંગાજળ ઝારી;
તમે રાધાજીના કંથ, ગોકુળ ગિરધારી—જમો૦

કહે કૃષ્ણદાસ મહારાજ, અરજ ઉર ધરજો;
અંતકાળ સમે મહારાજ, સહાયતા કરજો—જમો૦

૧૯૭—થાળી.

ભોજન મન ભાવતાં લ્યોને માવા—ટેક.
પુરી જલેબી ઘેવર ઘીના,
કંચન થાળ ભર્યા બરફીના;
સર્વે ભોજન અમૃત મીશરીના—ભોજન૦
પય પકવાન ને મેવા મીઠાઇ,
ખંત કરી રસોઇ બનાઇ;
તમને ન્હાવું ન પડે જદુરાઇ—ભોજન૦
સુરણ તળ્યાં રતાળુ એવા,
વ્યંજન બહુ બન્યા છે એવા;
ગિરધર મોઢેથી માગી લેવા—ભોજન૦
રૂક્ષ્મણી ઘેર પાક બનાવે,
ક્ષણમાંહે સામગ્રી લાવે;
ભાગ્ય હોય તો ભુદર મન ભાવે—ભોજન૦
જળ જમુનાની ભરી છે ઝારી,
આચમન કરોને દેવમોરારી;
પછી આપું હું પાન સોપારી—ભોજન૦

જો ઇચ્છા હોય રાજ તમારી,
સુંદર સેજ બીછાઇ દઉં સારી;
હું તો તનમનથી જાઉં બલીહારી—ભોજન૦
મીઠાના સ્વામી હે પાતળીયા,
હેતે પ્રીતે અઢળક ઢળીયા;
મારા તનના તે તાપ સર્વે ટળીયા—ભોજન૦

૧૯૮—થાળી.

મારે ઘેર આવજો માવા, સવારે ઢેબરૂં ખાવા—ટેક.

બાજરાના બે ઢેબરાં કીધાં, ને તાજુ મેલ્યું તેલ;
કટકો પાપડ કાચરી માંહે, ગોળની કાંકરી મેલ—મારે ઘેર.

રીંગણાનું મેં રાયતું કીધું, આખા કારેલાનું શાક;
કોડે કરીને મેં કઢી વધારી, જમજો દીનાનાથ—મારે ઘેર.

લુખું ને પાખું ઢેબરૂં ને વળી, માગ્યા ઘરની છાશ;
દુજાણાનું મારે આયણું, મારો ગામડીઆમાં વાસ—મારે ઘેર.

જળ જમુનાની લાવીછું ઝારી, હાથ ધુવો દીનાનાથ;
દાસ કલાની વિનતી મુને, રાખો ચરણમાં નાથ—મારે ઘેર.

૧૯૯ થાળી.

રામ મંદીરમાં હુઈ થાળી, તમે જમોને વનમાળી—ટેક.

લાડવા ને લાપસી ચણાની દાળ;
ઉપર પીરસાવ્યો ઘેવરીઓ પ્રસાદ—રામ૦
ઉનાં ઉનાં ભોજન ટાઢાં થાય;
સાદ કરે જશોદા માય—રામ૦
પ્રભુ ઉઠીને જમવા જાય;
હરિજન બેઠા મંગળ ગાય—રામ૦
ઝારી ભરાવું જળ જમુના નીર;
આચમન કરો સુભદ્રાજીના વીર—રામ૦
શેરીએ શેરીએ પડાવું સાદ;
જેને જોઈએ તે લ્યો પ્રસાદ—રામ૦
સ્વર્ગાપુરમાં થાળી થાય;
ભુતનાથ ચરણે અખૈયો ગાય—રામ૦

૨૦૦ થાળી.

જમવા આવો, દીના નાથરે;
મારી પ્રેમની થાળી—ટેક.
મારે હાથેને, મેં રે બનાવી;
પ્રાણજીવન તમ કાજરે—મારી પ્રેમની૦
ભાતરે ભાતના, મેવા મંગાવું;
વિધ વિધના પકવાનરે—મારી પ્રેમની૦

જળરે જમુનાની, ભરી લાવું ઝારી;
આચમન કરો, દીનાનાથરે–મારી પ્રેમની૦
માધવદાસના, સ્વામી શામળીયા;
તનમન જાઉં, બલીહારરે–મારી પ્રેમની૦

૨૦૧ **થાળી** રાગ—પાતળીઆ પાલવ મેલોરે પાયે પડું છું.

શામળીયા વ્હાલા, આજે સપરમો દહાડો;
જગજીવન જમવા આવોરે, પ્રીતે પધારો;
તમે જમોને જમાડુંરે, જીવન મોરા;
રૂડા રંગમાં રમાડુંરે, જીવન મોરા—ટેક.
વ્હાલાજી મારા, સોનાના થાળ ભરી લાવું;
એમ મોતીડે વધાવુંરે, જીવન મોરા—તમે જમોને.
વ્હાલાજી મારા, ઘેવર જલેબી ને લાડુ;
તમે જમોને બહાર કાઢુંરે, જીવન મોરા—તમે જમોને.
વ્હાલાજી મારા, કઢી બની છે બહુ સારી;
તમે જમોને લાવું ઠારીરે, જીવન મોરા—તમે જમોને.
વ્હાલાજી મારા, દુધ કઢયાં છે ભલી ભાતે;
પ્રીતમજી બેસો પાટરે, જીવન મોરા—તમે જમોને.
વ્હાલાજી મારા, આરીયા તુરીયા ટીંડોરા;
માંહે શબરીબાઇના બોરાંરે, જીવન મોરા—તમે જમોને.

વ્હાલાજી મારા, માંહે વીદુરજીની છે ભાજી;
તમે જમીને થાજો રાજીરે, જીવન મોરા—તમે જમોને.

વ્હાલાજી મારા, આદુ કેરી લીંબુના અથાણા;
માંહે રાઇતણા વધાણારે, જીવન મોરા—તમો જમોને.

વ્હાલાજી મારા, જળરે જમુનાની ભરી ઝારી;
ઉભાં છે રાધેપ્યારીરે, જીવન મોરા—તમે જમોને.

વ્હાલાજી મારા, લવીંગ સોપારી તજ તાજા;
તમે જમોને લાવું ઝાઝારે, જીવન મોરા—તમે જમોને.

વ્હાલાજી મારા, રવીરામના સ્વામી;
અલબેલો અંતર્યામીરે, જીવન મોરા—તમે જમોને.

૨૦૨—થાળી.

મેં તો કીધીછે ઠાકર થાળી, પધારો વનમાળી, વનમાળી—ટેક.

મેં ગરીબ તોરી દાસી,
છઉં તમ દરશનની પ્યાસી;
દાસીની પુરજો આસી—પધારો.

ભાત ભાતના લાવું મેવા,
તમે આરોગો વાસુદેવા;
ભુવનીયે રજની રહેવા—પધારો.

નથી નથી એ દ્રાક્ષ ખજુરી,
નથી નથી બાસુંદી ને પુરી;
મારે સાસુ નણંદની સુળી—પધારો.
જળ જમુનાની ભરી લાવું ઝારી,
તમે આચમન કરો ગિરધારી;
પછી આપું હું પાન સોપારી—પધારો.
મેં તો તજી છે લોકની શંકા,
સાહેબકા ઘર હે બંકા;
મીરાંબાઇએ દીધા ડંકા—પધારો.

૨૦૩—પાનની બીડી.

બીડી પાનનકી, નાગર વેલનકી;
લેતે જાયોરે, શામળીયા, બીડી પાનનકી—ટેક.
કાથો ને ચુનો માંહે, લવીંગ સોપારીરે–હાં–હાં–હાં;
એલચી ડાલી હે, સન્માનનકી, સન્માનનકી–લેતે જાયોરે.
એક એક બીડી મારી, સાસુ નણંદકીરે–હાં–હાં–હાં;
દુસરી બીડી હે, છોટે શ્યામનકી, છોટે શ્યામનકી–લેતે જાયોરે.
તોરી બંસીમેં પ્યારે, સબ જુગ મોહ્યારે–હાં–હાં–હાં;
બેટીયા મોહીરે, બ્રખુભાનનકી, બ્રખુભાનનકી–લેતે જાયોરે.

આવો શ્રીકૃષ્ણ પ્યારે, ચૉપટ રમીએરે—હાં—હાં—હાં;
બાજી તો બનાઇ, સારી રેનનકી, સારી રેનનકી—લેતે ૭
કૃષ્ણ જીવન લખીરામકે, ઠાકોર પ્યારે—હાં—હાં—હાં;
જોડી બની છે, રાધે શ્યામનકી, રાધે શ્યામનકી—લેતે ૭

૨૦૪—રાગ ધોળ.

જય શ્રીકૃષ્ણરે ભાઇ, બોલો એ બોલો વૈષ્ણવ રાઈ—
વલ્લભી વૈષ્ણવની એ રીત, જય શ્રીકૃષ્ણ ધણા પવિ
તેથી પ્રસન્ન થાયે નવનિત—જય શ્રીકૃષ્ણ.
નામ તણો પ્રતાપજ મોટો, તેથી આ જુગ લાગે ખો
સર્વે વૃજ ભુમિમાં લોટો—જય શ્રીકૃષ્ણ.
જેણે જય શ્રીકૃષ્ણ ગાયા, તે તો અડસઠ તિરથ નાય
તે તો પાંચ પદારથ પાયા—જય શ્રીકૃષ્ણ.
સુત તો પારણામાંથી જાગ્યા, સહુ હરિજનો આનંદ ૧
વહાલે મારે તનના તાપ સમાવ્યા—જય શ્રીકૃષ્ણ.
રાખો ચરણ કમલની છાંયે, તેનો ભવનો ફેરો જાયે;
તે તો વલ્લભદાસ ગુણ ગાયે—જય શ્રીકૃષ્ણ.

૨૦૫ રાગ—યમન કલ્યાણ.

કરીયે નમન જગનાથ, ચરણમાં;
કરીયે નમન જગનાથ—ટેક.

નાથ ચરણમાં, રહીએ શરણમાં;
આનંદ અતિશય, થાએ અંતરમાં—કરીએ૦
ધન ઘડી ધન પળ, આ દીન મંગળ;
મળીયા મિત્ર સૌ, મગન મગનમાં—કરીએ૦

૨૦૬—ભજન.

વ્હાલો મારો સાચાનો સંગાથીરામ, જેણે પ્રીત કીધી—ટેક.
વ્હાલાજી મારા, પ્રથમ ધ્રુવસું પ્રીત કીધી;
તેને અવિચળ પદવી દીધીરામ, જેણે પ્રીત કીધી—વ્હાલો૦
વ્હાલાજી મારા, બળિને બોલાવી વાચા લીધી;
ત્રણ ડગલાં પૃથ્વી લીધીરામ, જેણે પ્રીત કીધી—વ્હાલો૦
વ્હાલાજી મારા, ઉંડા તે જળમાં ગર્જના કીધી;
તેની તરત ખબરૂં લીધીરામ, જેણે પ્રીત કીધી—વ્હાલો૦
વ્હાલાજી મારા, હેતે વિદૂરની ભાજી ખાધી;
અને વચને ગુણકા સાધીરામ, જેણે પ્રીત કીધી—વ્હાલો૦
વ્હાલાજી મારા, વૃંદા તે વનના વાસી;
એમ બોલ્યા જીવણ દાસીરામ, જેણે પ્રીત કીધી—વ્હાલો૦

૨૦૭—કીર્તન.

મુને ઘડી નથી વીસરતા રામ, હરીવર સંકટ હરતા—ટેક.

વાલીડા મારા, ગિરીવર કરપર ધાર્યો;
એવો વ્રજનો દેશ ઉગાર્યો રામ—હરી.

વાલીડા મારા, કાલીનાગે ફંદ કીધો;
લટકાળા નાથી લીધો રામ—હરી.

વાલીડા મારા, કંસ હતો દુઃખકારી;
મોહનજી નાંખ્યો મારી રામ—હરી.

વાલીડા મારા, ભવરે સીંધુના છો તારા;
પીંગલ કહે પ્રાણ પ્યારા રામ—હરી.

૨૦૮—કીર્તન.

બહુ શાથી થયા છો બળીયા રામ, છેટા રે શામળીયા—ટેક.

વાલીડા મારા, ગોકુળ ગામની છું વાસી;
હું નથી તમારી દાસી રામ—છેટા.

વાલીડા મારા, જોર કરી કોણ ઝાલે;
આંહી હુકમ કંસનો હાલે રામ—છેટા.

વાલીડા મારા, હું રે નથી પરનારી;
કાનુડા બાળ કુંવારી રામ—છેટા.

વાલીડા મારા, પીંગલ કહે વાત પ્યારી;
મુને મારગ દીયોને મોરારી રામ—છેટા.

૨૦૯—કીર્તન.

આ દેહ બની અલબેલી રામ, ખુબ જગતમાં ખેલી—ટેક.

ગુરૂજી મારા, તાપમાં નાંહી તપેલી;
એતો શીતળ છાંય વસેલી રામ—ખુબ.

ગુરૂજી મારા, કષ્ટમાં નાંહી કસેલી;
એતો રસબસ રંગમાં રહેલી રામ—ખુબ.

ગુરૂજી મારા, નહિં રે પુરાની થયેલી;
એતો નીત નીત નવી નવેલી રામ—ખુબ.

ગુરૂજી મારા, પીંગલ કહે વાત છેલ્લી;
એને જલતી જોઇ અકેલી રામ—ખુબ.

૨૧૦ કીર્તન.

તમે ચિત્તની વૃતી સુધારો રામ, મોહ કાળને મારો—ટેક.

સાથીડા મારા, નિત્ય રહો નિરમાની;
આ જુઠી દેહ જુવાની રામ—મોહ.

સાથીડા મારા, વદજો તમે સત્યવાણી;
આખર છે નામ નીશાણી રામ—મોહ.

સાથીડા મારા, કાયમ સત્સંગ કરજો;
દીલ મધે પાપથી ડરજો રામ—મોહ.

સાથીડા મારા, પીંગલ કહે વાત પ્યારી;
ગુણવંત ભજો ગિરધારી રામ—મોહ.

૨૧૧—દાણલીલા.

કૃષ્ણ—ઉંચી ને અલબેલડી, સાંભળને કહું વાત;
વંદ્રાવનને મારગ જાતાં, કોણ છે તારી સાથ;
ઉભી રહે? વ્રજની નારી, પુછું પરણી કે કુંવારી;
આંજ્યા વિના આંખડી કાળી, બાજુબંધ બેરખાવાળી.
રાધા—સાથવાળી તેમે ઘેર બેઠી, તેની ત્હારે શી પડપુછ;
મારગ મુકી વેગળો રહે, તારે મોઢે નથી મુછ;
ચાલ્યો જા પાધરી વાટે, સાંખુ બાવા નંદને માટે;
તું તો ક્યાંનો કાનુડો દાણી, પાઉં તુને પાંદડે પાણી.
કૃષ્ણ—શી છે તારી જાતડી ને, કયું છે તારૂં ગામ;
કોણ છે તારા માતપિતાને, શું છે તારૂં નામ—ઉભી.
રાધા—આહેર અમારી જાતડી ને, વસીયે ગોકુળ ગામ;
વ્રખુભાણની બેટડી ને, વળી રાધા મારૂં નામ-ચાલ્યો.
કૃષ્ણ—બોલતી નોતી ને બોલવા શીખી, આવડું બોલી આજ;
વંદ્રાવનમાં નિત્ય ફરે, તુજને તે શાની લાજ—ઉભી.
રાધા—લાજવાળા છો તે હું જાણું, ઢાંકી રાખો આપ;
વંદ્રાવનનો મારગ રોકી, નિત્ય તપાસો લાગ—ચાલ્યો.

કૃષ્ણ—ઝાઝા રાખે મેંઢડા ને, ઝાઝી રાખે ગાય;
છાશ પીને તું મોટી થઇ, ભરવાડની જાત કહેવાય—ઉભી.
રાધા—ગોકુળથી આવી ગોવાલણી, મથુરાંથી આવ્યો કાન;
મારગમાં થયા એકઠા, તું તો શેનું માગે છે દાણ—ચાલ્યો.
કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાંને મારગ જાય;
આડો કહાન ફરી વળ્યો, તારો પ્રિતે પાલવ સ્હાય—ઉભી.
રાધા—હું બેટી ભખુભાણનીને, રાધા છે મારૂં નામ;
દાણ લીધાની સંપત હોય તો, આવજે ગોકુળ ગામ—ચા.
કૃષ્ણ—નંદબાવાનો નાનકો છૈયો, ને કાનજી મારૂં નામ;
દાણ લીધા વિના જાવા દઉં તો, નંદબાવાની આણ—ઉભી.
રાધા—આણ તો માનું કંસની, બીજી ન માનું કોય;
નવનંદ મારે નેશડે વસે, તારો નંદ કોણ હોય—ચાલ્યો.
કૃષ્ણ—કંસ તે તારો કોણ છે ગોપી, મેં વશ કીધો સહુ ઠામ;
વિચારીને બોલજે, તારી શુદ્ધ ગઇ કે સાન—ઉભી.
રાધા—શુદ્ધ ગઇ નથી માહરી, તારી ગઈ જેમ હોય;
સાંભળ છૈયા નંદના, તારે મન વિચારી જોય—ચાલ્યો.
કૃષ્ણ—મનમાંહે તું શું વિચારે રાધા, દાણ લેવાનો સહી;
તારી માને શું કહીએ, તુંને વેચવા મોકલી મહી-ઉભી.

રાધા—આવો ગોપીના વહાલા, સાંભળને કહું વેણ;
તારી માને શું કહીએ, તારી પાસે ચરાવે ધેન—ચાલ્યો.

કૃષ્ણ—મેંણા ટેંણા કરતી રે'જે, મહીયારી મદમાતી;
છાશ પીને દહાડા કાઢે, તું રંગે થઇ છે રાતી—ઉભી.

રાધા—કાનજી કાળા ન કર ચાળા, મોરલીયોવાળા;
અડધી રાતે શું નાઠા, તમે ભરીને ઉચાળા—ચાલ્યો.

કૃષ્ણ—દાણના દોકડા લઇશું રોકડા, બીજી ના કર વાત;
તારે ને મારે ઝગડો થયો, ફોડીશ મહીના માટ—ઉભી.

રાધા—દાણના દોકડા આપીશ રોકડા, બીજું ન થાયે આળ;
દાણ લીધામાં શું સમજે, તું છો નાનું બાળ—ચાલ્યો.

કૃષ્ણ—મહીયારી તું મદની માતી, હું છું નાનું બાળ;
બાળપણું તુજને દેખાડું, થવા દે સંધ્યાકાળ—ઉભી.

રાધા—સંધ્યાકાળે તું શું બતાવે, સાંભળ કાળા કાન;
મહી વેચીને આવતાં તુને, આપીશ તારૂં દાણ—ચાલ્યો.

કૃષ્ણ—તું રંગીલી રૂપની રૂડી, હું છબીલો કાન;
મહી ખપે કે ના ખપે, તું આપની મારાં દાણ—ઉભી.

રાધા—મહીના દાણ ના હોય મોહનજી, મનમાં સમજો પેર;
મહી પીવાનો ખપ હોય તો, હરિ આવજો મારે ઘેર—ચા.

કૃષ્ણ—ક્યારની મેંણા દઇને રાધા, કીધાં અદકાં વેર;
હેત કરી હવે આપે છે, પણ લાગે કડવાં ઝેર—ઉભી.

રાધા—કહો તો હરિ ઘેરથી લાવું, કહો તો પાઉં આંચ;
હીમાના સ્વામી શામળા, તમે મનમાં ન લાવશો કાંય-ચા.

૨૧૨ રાગ—હોરી.

યમુના કિનારે કિનારે, વારી કાન્હા રાસ રચાયો—ટેક.

લાલહી લાલન લાલહી લોચન, લાલનકે મુખ લાલહી બીરા;
લાલ ગલે મણી ગુંજકી માલા, લાલ મુકુટ ઔાર લાલહી તોરા;
લાલકું પાઘ સોહે અતિ સુંદર, લાલ બન્યો યમુના ત્રટ તીરા;
ગોવીંદ પ્રભુકી લીલા નિરખત, લાલહી કંઠ બિરાજત હીરા—ય.

પીરે કુંડલ પીરે નુપુર, પીરો પીતાંબર ઓઢી ઠારો;
પીરી બની કટી મેખળા સુંદર, પીરો તિલક લલાટમેં આરો;
પીરે મુકુટ ભ્રકુટી પીરી, પીરો ઠાઠ બન્યો પટકારો;
ગોવીંદ પ્રભુકી લીલા નિરખત, પીરી લકુટી લેકર ઠારો—ય.

લીલી બિંદ્રાબન અતિ સુંદર, લીલ હરી યમુના ત્રટ વારી;
લીલે હરિ૰પર ચિન્હી શોભત, લીલે હુંકત મોર સુખારી;
લીલી ભોમ બની કુંજનકી, લીલી તુલશી માલા ધારી;
ગોવીંદ પ્રભુકી લીલા નિરખત, લીલી બની સબ બ્રિજકી નારી-ય.

શ્યામહી સુંદર શ્યામહી જુલ્ફે, શ્યામહી નેન બની અતિકારી;
શ્યામ દ્રગનકે તારે પ્યારે, શ્યામહી અંજન નેન શોહારી;
શ્યામ કપોલમેં શ્યામહી ટોના, શ્યામહી ઓઢત કામલ કારી;
ગોવીંદ પ્રભુકી લીલા નિરખત, શ્યામ બને સુંદર ગિરધારી—શ્યા.
બંકે આસન બંકે સીંહાસન, બંકે તકીયનકી છબી ન્યારી;
બંકો રાસ વિલાસ બન્યો હે, બંકી બની શ્રી રાધે પ્યારી;
જામો બન્યો જરીતાકો બંકો, બંકી ચાલ ચલે બ્રિજનારી;
ગોવીંદ પ્રભુકી લીલા નિરખત, જુગ જુગ જીવો બંક બીહારી-શ્યા.

૨૧૩—ભજન.

શ્યામ ઝૂલે હીંડોરા, મધુ બનમેં—ટેક.
ચમકતી બીજલી, તારૂપ ઘટા છાઇ હે;
ચલો ઝૂલનકું સખી, ક્યા બહાર આઇ હે;
ખડાહે ડેરસેં, રાહ દેખકે કન્હાઇ હે;
બજાકે બંસરી, તન મન હમેં ભુલાઇ હે;
બસ ભા ગઇ, શામરી સુરત મનમેં—શ્યામ.

૨૧૪—ગઝલ.

અહો જગનાથ મમ સ્વામી, સદા હું દાસ છું તારો;
નથી જગમાં અવર આશા, પકડ કર આજ તું મારો—ટેક,
ઘણું દીઠું ઘણું દેખ્યું, ઘણું કીધું ઘણું કરવું;
સકળમાં સાર એ જોયો, પ્રભુ આખીર તું મારો—અહો.

દીવાનો નામ તુજ લેતાં, દીવાનો શર્ણ તુજ જોતાં;
દીવાનો ધ્યાન તુજ ધરતાં, હવે કર તું મને તારો—અહો.
માયામાં બહુ ભટક્યો, હરિ તુજ શર્ણથી છટક્યો;
હવે હું છું અધર લટક્યો, ધર્યો શીર પાપનો ભારો—અહો.
દામોદર તું દયા કરજે, અરજ મારી ઉરે ધરજે;
અચાનક દુઃખ સૌ હરજે, નહિં બીજો હવે આરો—અહો.

૨૧૫ રાગ—ગરબી હીચમાં.

ચાલો ચાલો સાધુના રૂડા સાથમાંરે;
વેદ ચારે વ્હાલાજીના હાથમાંરે—ટેક.
મેહેતા નરસિંહની નિંદા કરી ન્યાતમાંરે;
વ્હાલે ભેળા બેસાર્યાં એક પાંતમાંરે—ચાલો.
વ્હાલે હીરણાકંસ માર્યો એક વાતમાંરે;
એના મોત નહોતારે દિવસ રાતનારે—ચાલો.
મીરાંબાઇને ગુરૂરે મળ્યા વાટમાંરે;
એણે છોડી દીધાંછે રાજ પાટનારે—ચાલો.
ગુરૂ પ્રતાપે નરસિંહરામ બોલીયાંરે;
એના અંતરના પડદા ખોલીયાંરે—ચાલો.

૨૧૬ રાગ–ભજન.

ભક્તિ મરજીવાના કામની, તેરો કાટ શીશ કુરબાન–ટેક.
શુરા રે હોય તો સન્મુખ રહેવે, નહિં કાયરના કામ-ભ.
પાંચ ચોર તેરી વસે કાયામાં, પકડી લાવો નિજ ધામ-ભ.
જળહુળ જળહુળ જ્યોત જલતહે, ત્રવેણી નિજધામ-ભ.
ભટકત ભટકત ચાર યુગ ભટક્યો, ક્યાં ન પામ્યો વિશ્રામ-ભ.
મછંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા, શુરા ચડયા નિરવાણ-ભ.

૨૧૭ ભજન.

પાપ તારાં પ્રકાશ જાડેજા, ધર્મ તારો સંભાળરે;
તારી બેડલી બુડવા નહિં દઉં, જાડેજારે તોરલ કહેછેરે–ટેક.

તોડી સરોવર પાળ સતિ મેં, તોડી સરોવર પાળરે;
ગૌધણ તરસ્યાં વાળીયાં, તોળાંદેરે જેશળ કહેછેરે–પાપ.

હરણ હણ્યા લક્ષ ચાર સતિ મેં, હરણ હણ્યા લક્ષ ચારરે;
વનના મોરલા મારીયાં, તોળાંદેરે જેશળ કહેછેરે–પાપ.

લુંટી કુંવારી જાન સતિ મેં, લુંટી કુંવારી જાનરે;
સાતવીશ મોડ બંધા મારીયાં, તોળાંદેરે જેશળ કહેછેરે–પા.

વાળી ચરતી ગાય સતિ મેં, વાળી ચરતી ગાયરે;
બેન ભાણેજને દુભીયાં, તોળાંદેરે જેશળ કહેછેરે–પાપ.

જેટલા માથાના વાળ કાઠી રાણી, જેટલા માથાના વાળરે;
એટલાં કુકર્મો મેં કર્યાં, તોળાંદેરે જેશળ કહેછેરે—પાપ.
બોલ્યા જેશળ પીર કાઠી રાણી, બોલ્યા જેશળ પીરરે;
મુને સંત ચરણમાં રાખજો, તોળાંદેરે જેશળ કહેછેરે—પાપ.

૨૧૮ પ્રભાતીઉં.

એક ઘડી દિન ઉગ્યા પહેલાં, જેરે જીભે મુખ રામ કહે—ટેક.
કોટી યજ્ઞ ફળ ઉદય થાયે, પાપ બીચારૂં ક્યાંય રહે;
મેરૂથી હોય મોટેરાં પ્રાયશ્ચીત, લઇ લક્ષ્મીવર દુર કરે—એક.
કેશરી ગાજે જેમ મૃગલા નાસે, તેમ રવિ ઉગે ને તિમીર ટળે;
મધ્યમ જળ ગંગામાંહી ભળે તો, ગંગા સરીખું થઇને રહે—એ.
અજામેલ અપરાધી પાપી, નારાયણ કે નામે તરે;
પુરણબ્રહ્મ અવિનાશી જે કહે, લક્ષચોરાસીના ફેરા ટળે—એ.
રામનામનો મહીમા મોટો, શિવ સન્કાદિક ધ્યાન ધરે;
ભણે નરસૈયો ભક્તિને ભાવે, કૃષ્ણ કૃષ્ણ નિત્ય મુખે કહે—એ.

૨૧૯ પ્રભાતીઉં.

કોણરે સમાના કામની, દત્ત ફળીએલ રામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરી ઉભા છે સામા—કોણરે.
વ્હાલોજી પધાર્યા વાડીએ, સરવે સુંદરીની સાથે;
શેરડીનો સાંઠો છોલતાં, પાળી બેઠી છે હાથે—કોણરે.

માનુની મંદીર પધારીયાં, ચીંથરડીરે લેવા;
દ્રૌપદીએ ચીર વધેરીયું, હરીને પાટા બંધેવા—કોણરે.
ત્રિકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસેં નવાણું ચીર પુરીયાં, સઘળી સભા દેખે—કોણરે.
ગરૂડે ચડીને ગોવિંદ આવીયા, આવ્યા અંતરજામી;
ભક્ત ઉદ્ધારણ ભુદરો, મેહેતા નરસૈનો સ્વામી—કોણરે.

૨૨૦ પ્રભાતીઉં.

જોબનીયામાં દીવાની તારી કાયા, તેં કેમ રામ વીસાર્યોરે-ટેક.
રામનું નામ તેં હૃદયે ન ધરીયો, ગુણતો ગોવીંદનો નહીં ગાયોરે
ભુલ્યોરે ભુલ્યો મન ચંચળ ભમરા, એળે અવતાર
ગુમાવ્યોરે—જોબનીયામાં.
સાગર ઉપર શલ્યા તારી, તે પર સેન ચલાયોરે;
અહંકારી રાવણનો અંતજ લીધો, સિતા લઇ ઘેર આયોરે—જો
નરસિંહ રૂપ નારાયણ ધરીયો, હીરણાકંસને મારયોરે;
દ્રૌપદીની વ્હાલે લજ્જા રાખી, પ્રહલાદને ઉગાર્યોરે—જોબન.
કહેત વેણીદાસ સુણોરે વીઠલજી, અબતો દરશન પાયોરે;
ચૌદ બ્રહ્માંડના નાથને નિરખ્યા, ધન્યરે જશોદાનો જાયોરે—જો

૨૨૧ પ્રભાતીઉં.

મુજ અબળાને બાઈ મોટી નીરાંતો,
શામળો ઘરેણું મારે સાચું રે—ટેક.

વાળી ઘડાવું વીઠલવર કેરી, હાર હરિનો મારે હૈયેરે;
ચિત્તમાળા ચતુર્ભુજ ચુડલો, શિદને સોની ઘેર જઇએરે–મુ.

ઝાંઝરીયા જગજીવન કેરાં, કૃષ્ણજી કડલાં ને કાંબીરે;
વિંછુવા ઘુઘરા રામ નારાયણના, અણવટ અંતરજામીરે-મુજ.

પેટી ઘડાવું પુરૂષોતમ કેરી, ત્રિકમ નામનું તાળુંરે;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂંરે–મુજ અ.

સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, હરી દુવાર જાવું
સાચું રે—મુજ અબળાને.

૨૨૨ રાગ--રામગ્રી.

પઢોરે પોપટ રાજા રામના, સતી સિતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂં, મુખથી રામ જપાવે—ટેક.

પોપટ તાહરે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનુંરે ઘઢાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું–પઢોરે.

પોપટ તાહરે કારણે, શી શી રસોઇ બનાવું;
સાકરના કરી ચુરમાં, ઉપર ઘી પીરસાવું—પઢોરે.

પાંખ લીલી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસૈયાના સ્વામીને ભજો, રાગ કાઢી રૂપાળો—પઢોરે.

૨૨૩ પ્રભાતીઉં.

પ્રાઃત થયું મનમોહન પ્યારા, પ્રીતમ રહ્યા શું પોઢીને;
ઉઠોરે દેવાલયમાં ધંટા વાગી, ઝાલર નાદ સુણીને રે–ટેક.
ધર ધરથીરે ગોવાળો આવ્યા, દરશન કારણ દોડીને;
આંગણીયે આવી વ્રજ અબળા ઉભી, મહીડા વલોવવા છોડીને
—પ્રાઃત.
બહુરૂપી આવી દરવાજે બેઠા, શંકર નેજા ખોડીને:
મુખડું જોવા આતુર મનમાં, જોરે રાખ્યા છે જકડીને–પ્રાઃત.
ભૈરવ રાગ ગુણી જન ગાવે, તાન મનોહર તોડીને;
બ્રહ્માનંદના સ્વામી શામળીયો, ઉઠયા આળસ મોડીને-પ્રાઃત.

૨૨૪ પ્રભાતીઉં.

શામળીયે વ્હાલે સાયર વલોવ્યો, મેરૂ કીધો રવૈયોરે;
નવકુળ નાગના નેતરાં કીધાં, જોજો મારા નાથની નવૈયોરે-ટે.
બાધ્યું નીર જયારે ડુબવા લાગ્યું, કારણ કાનુડે એનું જાણ્યુંરે;
કછબ રૂપ ધર્યું મારે વ્હાલે, વલોણું સુતર આણ્યુંરે–શા.
સાયર વલોવી ચૌદ રત્નજ કાઢ્યાં, લક્ષ્મિ સરીખાં નારીરે;
સુરને પાતાં અસુરને પાયું, અશરણ શરણ મોરારીરે–શા.

હરીનું વલોણું હેતેથી ગાયું, વિષ લઇ ભોળાને પાયુંરે;
શંકરદાસનો સ્વામી શામળીયો, વેદ પુરાણમાં ગાયુંરે—શા.

૨૨૫ પ્રભાતીઉં.

નામ સમાન કોઇ નાવેરે નાથ તારા,
નામ સમાન કોઇ નાવેરે—ટેક.
કોઇ જાવે ગંગા વ્હાલા કોઇ જાવે જમુના, અશ્વમેયજ્ઞ કરાવેરે;
પૃથ્વી પ્રદક્ષિણા પૂરી કરી, કોઇ કોટી કન્યા પરણાવેરે-નામ.
ઘરનો દુરબળ વિપ્ર સુદામા, તાંદુલ બાંધી ઘેર આવેરે;
ખટરસ ભોજન પ્રભુ ત્યાગ કરીને, ભાજી વિદુર ઘર પાવેરે—ના.
દુષ્ટરાય દુર્યોધન બળીઓ, સુંદરી સભામાં તેડાવેરે;
અબળા કેરી વ્હાલો અરજ સુણીને, પાયે અણવાણે આવેરે —નામ.
વેદપુરાણ હરી કથા વાર્તા, જશ હરીના ગુણ ગાવેરે;
શંકરદાસનો સ્વામી શામળીયો, રાધાને મન ભાવેરે—નામ.

૨૨૬ રાગ-પ્રભાતીઉં.

રામ રસાયણ છે અતિ રૂડો, પ્રેમે કરી નર પાવેરે—ટેક.
પ્રથમ પાન કર્યું પ્રહલાદે, દુઃખ ન આવ્યું એને અંગેરે;
હીરણાકંસની હાક ટાળીને, નિર્ભય કીધો નરશીંગેરે—રામ.

ત્રેતાયુગમાં ભક્ત વિભીષણ, શુદ્ધ ચિત્ત પ્રભુમાં સમાવ્યું રે;
રાવણ મારી લંકાગઢ દીધો, હરિએ હેત જણાવ્યું રે—રામ.
પાંચ છે પાંડવ ભક્ત પ્રભુના, કૃષ્ણ ઉપાસન કીધું રે;
તિક્ષણ કૌરવ સૈન હરીને, દૈવે અભય પદ દીધું રે—રામ.
કલીયુગમાં ઘણા ભક્ત ઉદ્ધાર્યા, મન મનોરથ સીધ્ધોરે;
કાલીદાસ ધન્ય જેને કહીયે, પ્રેમે હરીરસ પીધોરે—રામ.

૨૨૭ પ્રભાતીઉં.

નારાયણનું નામજ લેતાં, વા'રે તેને તજીએરે;
મનસા વાચા કર્મણા કરી, લક્ષ્મીવરને વરીયેરે—ટેક.
કુળને તજીયે કુટુંબને તજીયે, તજીયે મા ને બાપરે;
સુત દારા ભગિનીને તજીયે, જેમ કંચુકી તજે સાપરે—ના.
પ્રથમ પીતા પ્રહલાદે તજીયો, વિભીષણ તજીયા ભાઇરે;
ભરત શત્રુઘન તજીરે જનેતા, નવ તજીયા રઘુરાઇરે—નારા.
રૂષી પત્નિ શ્રી હરિને માટે, તજીયા નિજ ભરથારરે;
તેમાં તેનું કાંઈ નવ ગયું, પામી પદારથ ચારરે—નારા.
વ્રજ વનિતા વીઠલને કાજે, સર્વે તજી વન ચાલીરે;
ભણે નરસૈયો ભક્ત તમારો, વંદ્રાવનમાં મ્હાલીરે—નારા.

### ૨૨૮ પ્રભાતીઉં.

જાગોને અલબેલી અંબા, દેવી ડુંગરા વાળીરે—ટેક.

પ્રાતઃકાળે માયે પહેરી પાવડી, કનક કલશ કર ઝારીરે;
અમરવેલનો કડકો લઇને, આવ્યાછો લટકાળીરે—જાગોને.

ચાલીને ચાચરમાં આવ્યા, બેઠાં બાજોઠ ઢાળીરે;
મુખડાં પંખાળી માયે સુખડાં કીધાં, દુઃખડાં નાખ્યાં ટાળીરે-જા.

ચાંદલો ચળકે હીરા ઝળકે, નાકે વેસર વાળીરે;
ઝાલ ઝબુકે માને ઝુમણાં લહેકે, આંખડલી મેશ સારીરે—જા.

આવીને આંગણીયે ઉભાં, દેવી દીન દયાળીરે;
અરૂણ ઉદય થયો આજ્ઞા આપી, અવની બધી અજવાળીરે-જા.

કર કંકણ ચુડી કટી મેખળા, ટીલડી આનંદ કારીરે;
દાસ કીશોર કહે હરખી નીરખું, સહાય કરો સંભારીરે—જાગો.

### ૨૨૯ ભજન.

ચાકર રાખોજી, અમને ચાકર રાખોજી,
શામળીયા ગિરધારી લાલ, ચાકર રાખોજી.
હજુરી ચાકર રહેશુંજી (૨)
મોહન મોરલીવાળા બાપ, ચાકર રહેશુંજી.

ચાકરીમાં સમરણ માગું, દર્શન માગું ખરચી;
ભાવ ભક્તિ ઝાઝેરી માગું, ચાર વાતો સરખી—અમને.
જપ કરવાને બ્રાહ્મણ સર્જ્યા, તપ કરવા સન્યાસી;
ભજન કરવા સંત સર્જ્યા, વૃંદાવનના વાસી—અમને.
રાઠોડા ઘેર દીકરી, ને રાણાજી ઘેર નાર;
શામળીયા તારે કારણે, મેં છોડી દીધો સંસાર—અમને.
ચાકર રહેશું ને બાગ બનાવશું, નિત્ય નિત્ય સેવા કરશું,
બાઇમીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,રાધે ગોવિંદ ગાશું—અમને.

૨૩૦ ભજન.

જોજોરે આ જુગની રહેણી,
જોજોરે આ કલીયુગની કહેણી,
કૈસે આધીનતા આવે હરી—ટેક.
કુડ કપટ સહુ, દુર કરે તો તારી;
દેહમાં રામ દરશાવેરે—આધીનતા.
આધીન રહેવે તો, મહા સુખ પાવે, ગુરૂ ગમ જ્ઞાન બતાવે;
આધીન હોકર, બૈઠે આસનપર, મોટા મહીપતિ શીશ
નમાવેરે—આધીનતા.
આધીન નો'તા રાવણ, રાજ ગુમાયા, દુર્યોધન દુઃખ પાયા;
આધીન હોતા ભાઇ ધ્રુવ ને પ્રહલાદ, એતો ઠીક કરીને
ઠેરાયારે—આધીનતા.

હસ્તી ને ઘોડા ભુમી, સુવર્ણ દાન દેવે, કોટી કોટી યજ્ઞ કરાવે;
કાશીમાં જઇને ભલે, ગૌદાન દેવે તોયે, આધીનતાને તોલે
ન આવેરે—આધીનતા.
હોય સબળા પણ, નબળા થઇ રહેવે, તો ગુરૂ ગમ જ્ઞાન બતાવે;
દાસી જીવણ સંતો, ભીમકેરે ચરણે, સમજુને ફેરો ફાવેરે
—આધીનતા.

૨૩૧ ભજન.

મોરલો મૃત્યુ લોકમાં આયોજી,
મોર તું આવું સ્વરૂપ ક્યાંથી લાવ્યો રે—મોરલો.
લીલો ને પીળો મોરલો અજબ રંગીલોરે, વૈરાગ્યથકી રૂપ લાવ્યો;
પાંચ બળદીઆનું ગાડલું જોડયું, આપો આપ ચલાયોરે—મો.
નાભી કમળથી ઉડયો હવે મોરલો, ને બેઠો શીતળ વડછાંયા,
સુરતા સોહાગણ સુંદરી બાઇ, સુનાસુના શહેર જગાયારે-મો.
ઇંગલા ને પીંગલા તારી વાટ જુવેછે, મારો નાથ હજુ કેમ નાવ્યો;
કાંતો શામળીયો વ્હાલો રીસે ભરાણો, કાં ઘર ધંધામાં
ધાયોરે—મોરલો.
કાચી કાયાનો નથીરે ભરૂસો ભાઈ, નથીરે પથ્થર માથે પાયો;
ઉગમને ચરણે ભણે નારણ બાવો, ધન્ય એની જણેતાનો
જાયોરે—મોરલો.

૨૩૨ ભજન.

ગિરીધર ખેલત રાધા સંગ—ટેક.
લાલ ભઇ બિંદ્રાબન જમુના;
ઉડે ગુલાલકો રંગ——ગિરીધર.
ચુવા ચુવા ચંદન અબીલ અરગજા;
છીરકત કેશર રંગ——ગિરીધર.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ;
ચરણ કમલ પર દંગ——ગિરીધર.

૨૩૩ ગઝલ.

હરદમ કૃષ્ણ કહે, કૃષ્ણ કહે જબાં મેરી,
યહી મતલબકે ખાતીર;
કરતા હું ખીદમત મેં તેરી–હરદમ.
દહી ઓર દુધ સક્કર, દેતા હું હરબખ્ત તુઝે;
તોભી હરરોજ હરિનામ, સુનાતી ન મુઝે–હરદમ.
સારી જીંદગાની ખોઇ, સોહી ગુન્હા માફ તેરા;
દયા પ્રીતમ ભુલે ના નામ, આખીર બખ્ત મેરા–હરદમ.

૨૩૪ ભજન.

હરીને ભજતાં હજુ કોઇની લાજ, જતાં નથી જાણીરે;
જેની સુરતી શામળીયા સાથ, વદે વેદ વાણીરે—ટેક.
વ્હાલે ઉગાર્યો પ્રલ્હાદ, હિરણ્ય કશ્યપુ માર્યોરે;
વિભીષણને આપ્યું રાજ, રાવણને સંહાર્યોરે—હરીને.
વ્હાલે નરસિંહ મેહેતાને હાર, હાથોહાથ આપ્યોરે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યોરે—હરી.
વ્હાલે મીરાં બાઇનાં ઝેર, હળાહળ પીધાંરે;
પાંચાળીના પૂર્યા ચીર, પાંડવ કામ કીધાંરે—હરીને.
આવો હરી ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશેરે;
કર જોડી કહે પ્રેમળદાસ, ભક્તોના દુઃખ હરશેરે—હરીને.

૨૩૫—વાઘેશરી.

અરે જીવ શું કરવા આથડે, પ્રભુની ગમ ગુરૂ વિના નહીં પડે—ટે.
ખોજ કરી નહીં ખેવટીયાની, નવ બેઠો નાવડે;
તુંબડુ લઈને હાથે તરતાં, અરણવ કેમ આવડે—પ્રભુની.
બહેતાળામાં તેજ બળે પણ, દરશે દીવા વડે;
આંખ્યોનો આગળો હોય પણ, અંધારે આખડે—પ્રભુની.
શિષ્ય થયો નહીં શીલાટનો તે, થોર વિના થાપડે;
ઔષધ દે ઉસ્તાદ વિનાનો, શરીર આખું સડે—પ્રભુની.

અખાડામાં અભ્યાસ કર્યા વિના, નહીં એ મલ્લ નીવડે;
દાવપેચમાં દીલ દીધા વિણ, લાતમ લાતાં લડે-પ્રભુની.

ગાન કળાના ગુરૂ મળ્યા વિના, તાલ ચુકે તાકડે;
રાગ તણું ઘર છેટે રહેશે, ઊંટ રાગે આરડે-પ્રભુની.

વગર ભણે વાદીની વિદ્યા, રોપે પગ રાફડે;
મણી ખોળતાં ફણી મળે તો, ઉછળીને આભડે-પ્રભુની.

રૂષીરાજ ભણતાં રસનાયે, ચૌદે વિદ્યા ચઢે;
ગુરૂ વિના ભણી સર્વ ગયો, પણ જાણ કુંચી નવ જડે-પ્રભુની.

૨૩૬ રાગ-હોરી.

દીલ લગા મેરા, રામ ફકીરીમેં;
હો દીલ લગા મેરા, રામ ફકીરીમેં—ટેક.

જો સુખ હોવે, રામ ભજનમેં;
ઓહી સુખ નાંહી અમીરીમેં—દીલ.

કુંડી ઓર સોટા, ડાલ બગલ બીચ;
ચાર મુલક હે જાગીરીમેં—દીલ.

કહત કબીરા, સુનો ભાઇ સાધુ;
સાહેબ મીલેગા સબુરીમેં—દીલ.

૨૩૭ રાગ—દેશ.

વારી જાઉંરે સાંવરીયા, તુમપે વારનારે;
તુમપે વારનારે, તુમપે વારનારે—ટેક.
જબસેં પ્રગટ ભયો પ્રભુ બ્રજમેં,
રૂષીમુનિકો દુઃખ ટાર્યો છીનમેં;
જશોમતિ માત ઝુલાવે, કનૈયા પાલનારે—વારી.
માત પીતાકી બંધી છોડાઈ,
નંદરાય ઘર ધેન ચરાઇ;
સ્તન પાનોસેં મારી, પુતના મારનારે—વારી.
ઇંદ્ર કોપ્યો જબ પઠવત બારા,
ગર્જત બર્સત મુશળધારા;
ગોવર્ધન ધાર્યો પ્રભુ, બ્રજ ઉગારનારે—વારી.
અગા બગાસુર, અનેક સંહાર્યા,
મથુરા જાકે કંસ વીદાર્યા;
સુર ચરનમેં આયો, ભવ દુઃખ ટારનારે—વારી.

૨૩૮—ભજન.

ઝૂલો પાલનીયામેં ગોવીંદ—ટેક.
તુમ ઝૂલો મેં હર્ષે ઝૂલાવું;
ગાઉં લીલા છંદ—ઝૂલો.

દો દુધકી દતીયાં, સુખકી નીધનીયાં;
તેરી ભ્રકુટી મનોહર ફંદ—ઝૂલો.
કંઠે કંઠુલા, લલીત લટકત;
હસત બોલત કછુ મંદ—ઝૂલો.
દધી મથ્યો પ્રભુ, નવનિદ્ધ કાઢયો;
તુમને આનંદ કંદ—ઝૂલો.
ચત્રભુજ કહે તોરી, જનુની જીવો;
ગિરધારી ગોકુલ ચંદ—ઝૂલો.

૨૩૯ રાગ-દેશ.

રૂઠ લઇ બેઠાછો હરિરાય, હવે હદ થાયછે રે;
જગદીશ્વરજી જન્મ જડેલો નિષ્ફળ જાયછે રે—હઠ૦
શો અપરાધ થયોછે સ્વામી? પૂછું છું પ્રણયે શિરનામી;
અંતરયામી, અતિ અંતર ઉભરાયછે રે—હઠ૦
છે ભગવાન મને ભય ભારે, આપ વિના નહિં કોઇ ઉગારે;
આ સંસારે, અધવચ વ્હાણ તણાયછે રે—હઠ૦
ઘણા ઘણાની વ્હારે ધાયા, સેવકને ટાણે સંતાયા;
માધવ ન કરો માયા, નયન ભરાયછે રે—હઠ૦
કેશવ હરિ બહુ કઠણ ન થાશો, નિર્દય થઇને દૂર ન જાશો;
પ્રિય કરૂણામૃત પાશો, જીવન જાયછે રે—હઠ૦

૨૪૦—રાગ—કવાલી.

હુવે દો લાલ દશરથકે, મુક્કદર હો તો ઐસા હો—ટેક
જનકપુરમેં ધનુષ તોર્યા, બીવાહા જાકે સિતાકા;
લચાયા માન ભૂપોંકા, દીલાવર હો તો ઐસા હો—હુવે.
માત બનબાસ દે દીના, પીતા જબ દેહકું છોડે;
ન છોડયા સંગ લછમનને, બીરાદર હો તો ઐસા હો—હુવે.
ચઢે જગનાથ જગપુરકાં, બઢાકર રૂપ બીરોંકા;
હુવા લછમન નરીવર તે, સીકંદર હો તો ઐસા હો—હુવે.
સખા સબ રામચંદ્ર લે, સમુદ્રતેં ડેરા હૈ ડારે;
બનાયા શેર હરીસીંગને, બીદ્યાબર હો તો ઐસા હો—હુવે.

૨૪૧ રાગ—શામકલ્યાણ.

શ્યામ સુંદીર જય, કુંજ બિહારી;
મોર મુકુટ પ્રભુ, છો બંસી ધારી—ટેક.
અજામેલ તાર્યો પ્રભુ, કંસને માર્યો;
એવા નટવર શ્યામપેં, જાઊં વારી—શ્યામ.
ભોળાપર ભસ્માસુર ધાયો, મોહની રૂપ ધરી પ્રભુ માર્યો;
દીન દયાળુ પ્રભુ, છો સુખકારી—શ્યામ.

૨૪૨ રાગ—ગઝલ.

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો માં;
હાથ મારો મૂકશો માં, હાથ મારો મૂકશો માં—ટેક.
આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડયો છું;
ચૌદ લોક નિવાસ ચપળા કાન્ત, આ તક ચૂકશો માં-દી.
ઓથ ઇશ્વર આપની, સાધન વિષે સમજું નહિં હું;
પ્રાણ પાળક પોત જોઇ, શંખ આખર ફૂંકશો માં—દી.
માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો માં—દી.
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારૂં;
અખિલ નાયક આ સમય, ખોટે મશે પણ ખૂટશો માં-દી.

૨૪૩ રાગ—બિહાગ.

કીયો ગોપાલ કો હોય,
સબહી કીયો ગોપાલકો હોય—ટેક.
જો જાને પુરૂષારથ અપનો, અતિકર જુઠો સોય-સબહી.
દુઃખ સુખ લાભ અલાભસહુ જગત, તાહિ ન મરીયે રોય;
જો કછુ લેખ લિખ્યો નંદનંદન, મિટા શકે નહિં કોય-સબહી.
ઉદ્યમ સાધન જંત્ર મંત્ર, યે સબ ડારી ધોય;
પરમાનંદદાસકો ઠાકુર, ચરન કમલ ચિત્ત પ્રોય—સબહી.

### ૨૪૪ રાગ—હોરી.

આશીરવાદ અમારો (૨) સદા જય થાઓ તમારો—ટેક.

નવિન વરસ નીવડો ફળદાયક, સર્વથી સ્નેહ વધારો;
સુખ શાંતિ ને સંતતિ પામો, સત્ય ધરમ નિત્ય ધારો;
પ્રભુ પત રાખે તમારો—આશીરવાદ અમારો.

વાણી વિલાસ વિદ્યા બહુ પામો, વળી વિવેક વિચારો;
કાર્ય કરો પરમારથના શુભ, કૃષ્ણ ચરણ ચિત્ત ધારો;
કરો દીનપર ઉપકારો—આશીરવાદ અમારો.

રક્ષા હોજો શ્રી રઘુવરની, સિતાકાંત સંભારો;
સહાયક હોજો શ્રી રઘુનંદન, ધનુષ્ય બાણ ધરનારો;
સર્વને સહાય થનારો—આશીરવાદ અમારો.

રીદ્ધી સીદ્ધી આયુ બળ પામો, દેશ દાઝ દીલ ધારો;
સ્વદેશની સેવાનું ચિંતવન, અહોનિશ ઉરમાં ધારો;
કીર્તિ ચહુ દીશ વિસ્તારો—આશીરવાદ અમારો.

રામ રટણ કરો સંતની સેવા, શીયળ ગણો મન પ્યારો;
ભજન મંડળ કહે ભાવ ધરીને, આશીરવાદ હમારો;
અચલ રહો વર્ષ હજારો—આશીરવાદ અમારો.

૨૪૫ આરતિ.

જય દેવ, જય દેવ;
જય જય જગકર્તા, પ્રભુ, જય જય જગકર્તા;
ભગવત તું ભવભર્તા (૨) હરકત સંહર્તા—જય૦
પૂરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા—પ્રભુ વિભુ૦
સકળ કળાધર શ્રીમંત (૨) ધીમંત ધરમાત્મા—જય૦
તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી—પ્રભુ બળ૦
વિમળ મંડળ વિશ્રામી (૨) ધન્ય અચળ ધામી—જય૦
તત્વ સકળ ગુણ તારા, સર્વ થકી સારા—પ્રભુ સર્વ૦
અંતર્યામી હમારા (૨) પ્રાણ થકી પ્યારા—જય૦
કરૂણા કર ઉપકારી, ધર્મ બિરદ ધારી—પ્રભુ ધર્મ૦
તેં ભવ પાર ઉતારી (૨) અગણિત નરનારી—જય૦
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શક્તિ—પ્રભુ શુભ૦
સુરનર મુનિવર માગે (૨) ભલી તારી ભક્તિ—જય૦
હે હરિ! હરકત હરજો, કરૂણા ઘણી કરજો—પ્રભુ કરૂણા૦
અભય કરણ આદરજો (૨) ઉર અરજી ધરજો—જય દેવ૦

(ક. દ. ડા.)

૨૪૬ રાગ-ધનાશ્રી.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ;
સૌનું કરો કલ્યાણ—ટેક.
નરનારી પશુ, પક્ષીની સાથે;
જીવ જંતુનું તમામ—દયાળુ પ્રભુ સૌનું.
જગના વાસીઓ, સૌ સુખ ભોગવે;
આનંદે રહી આઠો જામ—દયાળુ પ્રભુ સૌનું.
દુનિયામાં દરદ, દુકાળ પડે નહીં;
લડે નહીં કોઇ ગામ—દયાળુ પ્રભુ સૌનું.
સર્વે જગે, સુખકારી વધે ને;
વળી વધે ધન ધાન—દયાળુ પ્રભુ સૌનું.
કોઇ કોઈનું, બુરૂં ન ઇચ્છે;
સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ પ્રભુ સૌનું.
પોત પોતાના, ધર્મ પ્રમાણે;
સર્વ ભજે ભગવાન—દયાળુ પ્રભુ સૌનું.

અચ્યુતં કેશવં રામ નારાયણમ્
કૃષ્ણ દામોદરં વાસુદેવં હરિમ્ ।
શ્રીધરં માધવં ગોપિકાવલ્લભમ્
જાનકીનાયકં શ્રી રામચંદ્રં ભજે ॥

સમાપ્ત.

# અનુક્રમણિકા.



પ્રસિદ્ધ કર્તા:—**શા. કરસનદાસ ભાણજી,**

ડોકા મરડી, ભુલેશ્વર શાક માર્કીટ સામે, **મુંબઈ, ૨.**

છાપનાર:—**મગનલાલ જગજીવનદાસ,** (૧૬૧૨+૭૮.)

શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, **મુંબઈ, ૩.**